To

ADHIRÂJ MIRZÂ MAHÂ RÂO

RÂGMALJI, BAHÂDUR,

# અભિ

OF KUTCH,

# શ્રીમન્મહાકવિ કાલિદાસનું Literature,

તે

( મૂલ સંસ્કૃત ઉપરથી )

ગુજરાતી ગદ્યપદ્યમાં

## ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે

રચ્યું

તે

### માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિકે

છપાવી પ્રસિદ્ધ કર્યું.

શ્રી કાલિદાસના રચેલા પ્રસિદ્ધ ગ્રન્થોના સંક્ષિપ્ત વર્ણન સહિત
તથા આ ભાષાન્તરમાં આવેલા વાક્યની સ્પષ્ટ ટીકા
અને સંસ્કૃત આદિ કઠિણ શબ્દના કોષ સહિત.

---

परस्परविरोधिन्योरेकसंश्रयदुर्लभम् ।
सङ्गतं श्रीसरस्वत्योर्भूतयेऽस्तु सदा सताम् ॥

To

MAHÂRÂJÂDHIRÂJ MIRZÂ MAHÂ RÂO

# SHRÎ PRÂGMALJI, BAHÂDUR,

OF KUTCH,

*A Liberal Patron of Native Literature,*

This Translation,

FROM THE SANSKRIT OF KÂLIDÂS' ŚÂKUNTALA,

Is Dedicated,

WITH FEELINGS OF ESTEEM AND GRATITUDE,

BY

HIS OBEDIENT SERVANT,

THE TRANSLATOR.

# INTRODUCTION TO THE FIRST EDITION.

મહારાજાધિરાજ

મિરજા મહારાઓ શ્રી પ્રાગમલજી બાહાદુર,

પ્રાન્ત કચ્છ,

દેશી ભાષામાં ગ્રન્થકર્ત્તાને ઉદાર આશ્રય આપનાર,

એઓને,

શ્રી ભરતખંડના મહાકવિ કાલિદાસ વિરચિત

અભિજ્ઞાનશાકુન્તલા નામનું

અપૂર્વ નાટક,

તેનું

આ ગુજરાતી ગદ્યપદ્યભાષાન્તર,

પરમસત્કારપૂર્વક,

ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે

નજર કર્યું.

# INTRODUCTION TO THE FIRST EDITION.

THE SANSKRIT TEXT adopted throughout the present Translation is principally the one, critically edited by Prof. Monier Williams. I have, at the same time, made use of two other MS. Texts, with commentaries, for the better elucidation of certain Sanskrit and Pràkrit passages in the Play. The prose part has been rendered into prose, and the verse into verse. In the latter, I have tried to preserve in many cases the metre of the original S'lokas.

The critical reader will observe throughout the Translation, especially, of Pràkrit passages, the very intimate connection which subsists between the current Gujaráti and Sanskrit, through the Bàl Bhàs'à.

The present is the first attempt at a direct translation of a play from Sanskrit into Gujaráti. There are no original plays in that language worthy of note.

It is not for me here to speak of the merits of this Play, as these have found, and do still find, an increasing circle of admirers in Europe and America, since the first introduction of it to the European world by Sir William Jones nearly eighty years ago.* The fact of the drama being translated into

English, French, German, Italian, Danish, Swedish, and other languages of Europe, is enough to testify to its worth, and to the great interest felt in it by almost all the civilized nations of the world.

The Sanskrit reader, who traces the plot of the drama to the original story of S'akuntalà, as related in the Mahàbhàrata,* will at once perceive the skill of the Dramatist in weaving the narrative into a most attractive form, and the invention of the Poet in the introduction of scenes and characters to be in vain looked for in that great depository of episodes. As far as the fourth and fifth Acts, the author follows, in some measure, the leading story of the Mahábhárata, though, of course, even here, he has his own touches and marks, leaving a lasting impression of the genius of the master painter, as, for instance, among others, in the scenery which depicts the departure of S'akuntalà from the hermitage. The chain of events which succeed so rapidly one after another in the sixth, but more especially, in the seventh Act,—the descent of King Dushyanta in Indra's car from heaven, the charm-

* See A'dhyáyas LXVII—LXXIV, of A'di Parva, Mahábhárat. (Ganpat Krishnaji's Edition, Bombay, 1863). Also, Prof. Westergaard's Sanskrit, Læsebog, Kjöbenhavn, 1846, under the head of "S'akuntaloyákl Yánam", pp. 18-42.

*Bombay, July 9, 1867.*

Since writing the above, the following note received from the Rev. Doctor Wilson.

*Bombay, 13th July, 186*

MY DEAR MR. JAVERILAL,

I am much pleased with what I have read your spirited translation of the S'akuntalá. The li work I think an important addition to our Gujar literature, both in its prose and poetical portic Your notes and verbal explanations are excellent.

Yours very truly

JOHN WI

view of earth, as observed from the region of clouds, the King's arrival at the hermitage, the ıanting episode of the young boy, his fight with lion, his unconscious prattles with the King, his ‡r, the recognition which the incident leads to ‡akuntalá,

> "Clad in the weeds of widowhood, her face
> Emaciate with fasting, her long hair
> Twined in a single braid, her whole demeanour
> Expressive of her purity of soul."

ıl this is calculated to raise, to their highest ch the ennobling feelings of the audience, as well to absorb its attention. The pla, concludes, as it gins, with a benediction.

In addition to the critical and explanatory foot-es, I have given, in the Appendix, a Glossary of nskrit and Gujaràti words which seemed to require planation. The words have also been traced, as far practicable, to their Sanskrit Dhátus or roots.

I have also attempted to give, in Gujaráti, a ort sketch of the works of Kálidás.

# પ્રસ્તાવના. (પહેલી–આવૃત્તિની.)



**અભિજ્ઞાન શકુન્તલા નાટકનો** મૂલ સંસ્કૃત પાઠ વિલાયતમાં, છપાયલો છે, તે ઉપરથી તથા સટીક બે પ્રત મને મળેલી તે ઉપરથી આ ગુજરાતી ભાષાન્તર, ગદ્યનું ગદ્યમાં, અને પદ્યનું પદ્યમાં કર્યું છે. તેમાં વિશેષે કરીને સમશ્લોકી કવિતા રચવામાં આવેલી છે; એટલે જે વૃત્ત સંસ્કૃતમાં છે તેજ વૃત્ત ગુજરાતીમાં પણ ઘણે ઠેકાણે રાખ્યું છે.

બાલભાષાદ્વારે ગુજરાતીનો સંસ્કૃત સાથે કેટલો સંબંધ રહ્યો છે, તે મૂલ નાટકમાં પ્રાકૃત છાયા જોએથી અને તેને ગુજરાતી ભાષાન્તર સાથે સરખાવેથી જણાશે.

સંસ્કૃત નાટકનું લાગલું ગુજરાતી મધ્યે ભાષાન્તર કરવામાં આ પ્રથમ યત્ન છે. ગુજરાતીમાં નાટકના જાણવા જોગ મૂળ ગ્રંથ હજુ સુધી જોવામાં આવ્યા નથી.

આ ઠેકાણે આ નાટકના ગુણવિષયે લાંબુ બોલવાની જરૂર નથી; કારણ કે આ દેશ શિવાય પરાયા દેશોમાં પણ આ નાટકની કીર્તિ વિશેષ ચાલી છે તથા દિનપર દિન ચાલતી જાય છે. યૂરોપમાં ઇંગ્લિશ, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, ડેનિશ, સ્વીડિશ, આદિ ભાષામાં આ નાટકનું ભાષાન્તર થએલું છે, તે ઉપરથીજ જણાશે કે પરદેશના વિદ્વાનોમાં એની ખુબી કેવી સમજવામાં આવી છે અને એ નાટક તેમને કેવું રસિક લાગે છે.

( દોહેરા. )

આંખા વિધવાવસ્ત્ર એ પે'રી બેઠી બાઇ, ।
જપતપકેરા નિયમથી મુખડું ગયું સુકાઈ. ॥
એકજ વેણી મસ્તકે એવી સુશીલ નાર, ।
મુજ નિર્દયનું વિરહવ્રત, પાળે મન નિરધાર. ॥

એ પ્રમાણે ઉપરા ઉપરી મનોરંજન ચરિત્ર શ્રોતાજન આગ
સુકેથી તેમના મનમાં પ્રૌઢ વિચાર આવ્યા વિના રેહેતા નથી.
કને આરંભે તથા અન્તે આશીર્વચન છે.

જ્યાંહાં જ્યાંહાં જરૂર માલમ પડી છે તે તે પાને અસ
રીત ભાત વિષયે મનુસ્મૃતિ આદિ પુસ્તકોમાંથી શ્લોક મુકી સમજ

આપેલી છે. તે શિવાય પુસ્તકને છેડે સંસ્કૃત આદિ શબ્દોનો કોષ આપેલો છે અને શબ્દના ધાતુ પણ બતાવ્યા છે.

વળી, કાલિદાસના રચેલા ગ્રન્થોનું સંક્ષિપ્ત વર્ણન ગુજરાતીમાં યથાશક્તિયે કર્યું છે. છેવટ, આ પ્રસંગે ભાઈ રસિકલાલ દલપતરામ જ્યોતિર્વિદે આ પુસ્તક છપાવતી વખતે મને જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનું છું.

જ. ઉ. યા.

# પ્રસ્તાવના. (બીજી—આવૃત્તિની.)



સુમારે ત્રીસ વર્ષ ઉપર આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાઇ હતી. તે વખત એક હજાર નકલ છપાવી પ્રસિદ્ધ કરી હતી. એ સમયે નાટક ભજવી બતાવવાની રીત ન હતી તથા નાટકનાં પુસ્તકો વાંચવાની લોકોમાં અભિરુચિ ન હતી. પણ ધીમે ધીમે નાટકના ગ્રંથ વાંચવાનો અને નાટક જોવાનો શોખ એટલો બધો વધી પડ્યો છે કે આજકાલ ગુજરાતી, કાઠીઆવાડની અને પારસીઓની નાટક મંડળીઓ નાટકો કરી બતાવે છે અને તે જોવાને હજારો લોકો, સ્ત્રી અને પુરુષો જાય છે. આવે સમયે આ શાકુન્તલ નાટકના પુસ્તકનો વધારે ખપ જાગે એ સ્વાભાવિક છે. ઘણાં વરસ થયાં એ પુસ્તકને સારુ માગણી થયાં કરે છે પરંતુ બીજી રોકાણને લીધે ફરીથી આવૃત્તિ છપાવવાનું અત્યાર સુધી બન્યું ન હતું.

પહેલી આવૃત્તિમાં જે જે ઠેકાણે ચુકો હતી તે સુધારીને આ પુસ્તક તયાર કર્યું છે. પહેલી આવૃત્તિની વખતે શાકુંતલ નાટક ગણપત કૃષ્ણાજીએ શિલા છાપથી છપાવ્યું હતું અને વિલાયતમાં પ્રોફેસર મોનિયર વુલીઅમ્સે પ્રસિદ્ધ કર્યું હતું તે પાઠ લીધો હતો પણ ત્યાર પછી સંસ્કૃત પાઠ સુધારીને તેની આવૃત્તિઓ છપાઈ છે. તેનો આધાર લેઇને આ ભાષાંતર તયાર કર્યું છે. તેથી આશા છે કે વાંચનાર મંડળને આ આવૃત્તિ રુચતી આવશે.

મુકામ મુંબઈ. વૈશાખ.<br>
વદ ૧૨ સંવત ૧૯૫૨<br>
તા૦ ૯ મી મે ૧૮૯૬.

લા૦ ઝવેરીલાલ ઉમીઆશંકર<br>
યાજ્ઞિક.

# પ્રસ્તાવના (ત્રીજી–આવૃત્તિની.)



આ ભાષાન્તરની પેહેલી બે આવૃત્તિઓ મ્હારા પિતાશ્રીની હયાતીમાંજ છપાઇ હતી. બીજી આવૃત્તિ બહાર પાડતા પેહેલાં તેમણે મૂલ ગ્રંથ પાસે રાખી આ ભાષાન્તર તપાસ્યું હતું અને જે ચુકો તે વખતે નજરે પડી તે સુધારી હતી. તેથી આ ત્રીજી આવૃત્તિ તેમની હયાતી બાદ પ્રકટ થતી હોવાથી ભાષાન્તરનું સ્વરૂપ છે તેવું કાયમ રેહે એવા વિચારથી બીજી આવૃત્તિ ઉપરથી બનતા સુધી વગર ફેર-ફારે પ્રસિદ્ધ કરવી ધારી છે.

# શુદ્ધિપત્ર.



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | છેલી | જનરલ | જર્નલ |
| ૩ | ૧૬ | તેઆ | તેઓ |
| ૧૫ | ૮ | થોં | થોં |
| ૧૬ | ૧૫ | Would | Wouldst |
| ,, | ૧૭ | Would | Wouldst |
| ,, | ૨૭ | redened | refined |
| ૩૦ | ૨૦ | સખિ | સખી |
| ૩૪ | ૯ | ફુલ | ફુલ |
| ૩૬ | છેલી | ધનું | ધનુ |
| ૪૪ | ૯ | દાદાનાં | દાદાના |
| ૪૬ | ૧૧ | વલ્કલેથી | વલ્કલેએ |
| ૪૬ | ૧૫ | લેઉ | લઉં |
| ૫૧ | ૭ | ફુરૂ | પુરૂ |
| ,, | ૮ | ધરે | ધરી |
| ૫૪ | ૩ | પ્રિયસખિ | પ્રિયસખી |
| ૫૫ | ૬ | હશે | ૦ |
| ૬૨ | ૨ | થાકી | ફરતાં થાકી |
| ૭૩ | ૧૧ | થયાં | થયા |
| ૮૦ | ૯ | ચંદ્રનાં | ચંદ્રના |

| | | | |
|---|---|---|---|
| ૯૧ | ૧૬ | સાંભાળીયે | સાંભળીયે |
| ૯૩ | ૫ | આમારી | અમારી |
| ૧૦૦ | ૧૬ | અનુસૂયા | અનસૂયા |
| ૧૨૯ | ૭ | 'ના થાય દૂર વિગેરે | ઓછું મળે સુખ પં શ્રમ ઓર ઝાઝો |
| ૧૪૩ | ૬ | વ્યવહારજ તજ્યા | વ્યવહાર તજ્યા છે |
| ૧૪૪ | | રૂષિ | ઋષિ |
| ૧૫૮ | ૧૦ | રમણિયતા | રમણીયતા |
| ૧૬૦ | ૨૦ | લેઈ | લઈ |
| ૨૫૦ | ૧૮ | परिणीतं | प्रणीतं |

# સંસ્કૃત કવિ કાલિદાસ.



કાલિદાસ વિષે આ પુસ્તકની પ્રથમ આવૃત્તિમાં થોડી ઘણી હકીકત આપવાનો પ્રયત્ન કર્યો હતો. તેને સુમારે ત્રીસ વર્ષ થયાં. એટલા કાળની અંદર એ મહાન પંડિતની બાબતમાં વિશેષ માહીતી સ્વર્ગવાસી દાકતર ભાઉ દાજી, રાવબહાદુર શંકર પાંડુરંગ પંડિત, વિષ્ણુ કૃષ્ણશાસ્ત્રી પંડિત, કાશીનાથ બલવંત પાઠકના પ્રયાસથી મળી આવી છે. દાકતર ભાઉ દાજીએ 'કાલિદાસ કવિ' એ નામનો ઇંગ્રેજીમાં નિબંધ* લખ્યો છે. શંકર પાંડુરંગ પંડિતે રઘુવંશનું પુસ્તક કેળવણી ખાતા સારુ છપાવિ પ્રગટ કર્યું, તેની પ્રસ્તાવનામાં કાલિદાસ વિષે ઘણા શોધ અને શ્રમથી વિવેચન કર્યું છે. વિષ્ણુ કૃષ્ણ શાસ્ત્રી પંડિતે પોતાના 'संस्कृत कविपंचक' (એટલે કાલિદાસ, ભવભૂતિ, બાણ, સુબંધુ અને દંડી એ પાંચ કવિનું વર્ણન) એ નામના પુસ્તકમાં લંબાણ હકીકત આપી છે. તેમ રા. રા. કાશિનાથ બળવંત પાઠકે પોતાના નિબંધમાં કાલિદાસ ઇસવીસનના છઠ્ઠા સૈકામાં થઈ ગયાનાં સબળ કારણ આપ્યાં છે. એ બધા વિદ્વાનોની શોધનો તથા તેમના વિચારનો આ લખતી વખતે લાભ લેવામાં આચકો ખાધો નથી અને તેમની આપેલી હકીકત આમાં દાખલ કરી છે. માટે કહેના વિચાર કેવા છે એ સ્થળે સ્થળે ન જણાવતાં સાધારણ પક્ષે આ ઠેકાણે એ સર્વ વિદ્વાનોનો તેમાં વિશેષે કરી कविपंचकના કર્તાનો, તથા રા૦ રા૦ ...કર પાંડુરંગ પંડિત અને રા૦ રા૦ પાઠકનો ઉપકાર માનુંછું. એ ...ધા વિદ્વાનોએ શોધ કરવામાં કાંઇ બાકી રાખી નથી.

વાલ્મિકિ, વ્યાસ, વસિષ્ઠ, શંકરાચાર્ય આદિ મહાપુરુષોનાં નામ

તેમના ગ્રંથ રૂપી પ્રકાશથી આજસુધી ઝળકેછે તેમ કાલિદાસનું નામ
પણ એ પંડિતના ગ્રંથથી પ્રકાશમાન છે. એમનું નામ અને કીર્તિ
આજ નિદાન હજાર દોઢ હજાર વર્ષથી હિંદુસ્થાનમાં એક છેડેથી બીજે
છેડે પ્રસિદ્ધ છે. જયદેવ કવિ કાલિદાસને 'कविकुलगुरु' એટલે સ
કવિનો ગુરુ અર્થાત્ તેમાં શ્રેષ્ટ એવું વિશેષણ આપે છે. વળી કો
કવિ કહેછેઃ—

पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाऽधिष्ठितकालिदासा
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥

અર્થઃ—અગાઉ મહા કવિયોની ગણતરીના પ્રસંગમાં ટચ
આંગળી ઉપર પહેલું નામ કાલિદાસનું રાખ્યું. તેની જોડની આંગ
ઉપર કહેનું નામ મુકવું તે ખોળતાં ખોળતાં કાલિદાસની બરોબ
કરે એવો કવિ ન મળવાથી તે આંગળીનુ નામ 'અનામિકા' (એ
ન નામી) જે પાડવામાં આવેલું તે નામ હજુ સુધી સાર્થક થએલું

સારાંશ કે કાલિદાસની બરોબરનો હજુ કોઈ કવિ થયો ન
એટલે કવિયોમાં કાલિદાસ અદ્વિતીય છે. કાલિદાસના ગુણનું
તેટલું બીજી રીતે વર્ણન કરો પણ ઉપરના શ્લોકના પદમાં ટચ
આંગળીનું દૃષ્ટાંત આપી માર્મિક અર્થ સમજાવ્યો છે તેથી મનને ચમત્
લાગે છે તેવો બીજી કોઈ રીતે લાગતો નથી.

વળી, પ્રાચીન પંડિતોના મત પ્રમાણે કાલિદાસની કવિત
ઉત્તમમાં ઉત્તમ ગુણ ઉપમાનું ચાતુર્ય કહેવામાં આવેછેઃ—

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दंडिनः पदलालित्यं माघे संति त्रयो गुणाः ॥

ઉપમા તો કાલિદાસનીજ અથવા કાલિદાસના બાપનીજ; અ
ગૌરવ એટલે અર્થનું ગંભીરપણું એ ભારવી પંડિતનું; પદલાલિત્ય એ

શબ્દની સુંદર રચના તે દંડિ પંડિતની અને માઘ પંડિતમાં ત્રણે ગુણ સમાયલા છે.

સર્વ દેશમાં કવિયો આજ દિન સુધીમાં થઈ ગયા તેમની આખતમાં એવી પ્રશંસા કવિયોના હાથથીજ થએલી છે. ઇંગ્રેજીમાં ડ્રાયડન નામના કવિએ એવીજ રચના કરી છે. તેમાં ગ્રીસ દેશમાં હોમર નામના કવિને તથા ઇટાલીના ડેંટીને તેમની ઉંચ્ચી કલ્પના સારુ સાબાશી આપી છે. એ મહા કવિઓની જોડે ઇંગ્લંડના પ્રતાપી કવિ મિલ્ટનનું નામ જોડેલું છે.* જો ડ્રાયડન એક સઇકુ પાછળ થઈ ગયો હોત અને આપણા કવિ કાળિદાસના કાવ્યામૃતનો સ્વાદ એણે ચાખ્યો હોત તો જેમ જર્મન કવિ ગેટી શાકુંતલથી મોહિત થઈ ગયો અને કવિમાલામાં કાલિદાસનું નામ તેણે દાખલ કર્યું તેમ એ મહાન કવિ ડ્રાયડન પણ તેમ કર્યા વગર રેહત નહી.

આવી રીતે મહાન પંડિત કાલિદાસની ખ્યાતિ છે. પણ એઓ કેઈ જ્ઞાતિના બ્રાહ્મણ હતા, ક્યાંહાં વસતા તથા ક્યારે થઈ ગયા તેની બરાબર માહિતી મળી નથી. કોઈનું કહેવું એમ છે કે એ કાશ્મિર દેશના રહેવાસી હતા. કોઈના કહેવા પ્રમાણે તે આ ઉજ્જણવાસી હતા અને કોઈની ધારણા પ્રમાણે ધારા નગરીના નિવાસી હતા. કેટલાએકની કલ્પના બે કાલિદાસ હતા એમ છે. રઘુવંશ, મેઘદૂત, કુમારસંભવ, શાકુંતલ આદિ ગ્રંથના રચનાર મહાકવિ ઉજ્જણના

વાસી હતા અને નલોદય આદિ ક્લિષ્ટ કલ્પનાવાળાં તથા બીજા સાધારણ કાવ્યો રચનાર ભોજ રાજાની ધારા નગરીના રહેનાર બીજા કવિ હતા તેમનું નામ કાલિદાસ હતું એમ અટકળ કરે છે. સારાંશ મહાકાવ્યના રચનાર કાલિદાસ કિયા અને બીજા કાલિદાસ કિય તેનો નિશ્ચય હજુ સુધી થયો નથી. આ પ્રમાણે ઘોટાળો થવાનું કારણ નીચે પ્રમાણે જણાય છે. પ્રાકૃત કવિયો જેવા કે હિંદી, મરેઠી, ગુજરાતીમાં કવિતા રચનાર પોતાના રચેલા ગ્રંથને છેડે 'કહે કવિ ફલાણા એમ કરીને પોતાનું નામ જણાવેછે. પરંતુ એ પ્રમાણે કેટલાક સંસ્કૃત કવિયોમાં એવી પદ્ધતિ નજરે પડતી નથી અને કાલિદાસના કો પણ ગ્રંથમાં એણે પોતાને વિષે લેશમાત્ર સૂચના કરેલી નથી. વળી ભવભૂતિ, બાણ વિગેરે સંસ્કૃત કવિઓએ પોતાના ગ્રંથમાં પોતાના કુલકથા જણાવી છે પણ કાલિદાસે તો પોતાના એકે ગ્રંથમાં પો કોણ હતા એ વિષે જરાપણ ઇસારો આપ્યો નથી. એ ઉપરથ અનુમાન થાયછે કે, કાલિદાસના ગ્રંથ લોકપ્રિય તથા સર્વ માન્ય પહેલેથીજ દેશદેશાવરમાં હોવા જોઈએ. જો તેમ સર્વ માન્ય ન હો તો તેમનું નામ આટલું પ્રખ્યાત રહેવાનો સંભવ ન હતો. પરંતુ પ્રમાણે કાલિદાસના ગ્રંથોમાં તેમનું નામ ન હોવાથી એક અડચણ થઈ છે. તે એ કે એ મહાકવિને નામે કેટલાએક એના નામ શોભાવે નહિ એવા ગ્રંથો પણ ચાલતા આવ્યા છે. એક વખત કેટલા વિદ્વાનોના મનમાં માલવિકાગ્નિમિત્ર નામના કવિ કાલિદાસના નાટ વિશે સંશય હતો—પણ રા૦ રા૦ શંકર પંડિતે સિદ્ધ કરી આપ્યું કે, એ ગ્રંથ વિક્રમોર્વશી અને રઘુવંશના કર્ત્તાએજ રચેલો હોવો જોઈએ

## કાલિદાસના ગ્રંથ.

હવે જે ગ્રંથ કાલિદાસનાજ છે એમ હિમ્મતથી કહી શકાય એટલે જેની લોકપ્રસિદ્ધી ઉપરથી કાલિદાસનાજ ઠરેછે તે નીચે પ્રમાણે:

ऋतुसंहार. એમાં વરસની છ ઋતુનું વર્ણન કરેલું છે. જુદી જુદી ઋતુમાં સૃષ્ટિનું જુદું રૂપ જોવામાં આવેછે, તે રૂપનું વર્ણન સંસ્કૃત કવિયોની પ્રદ્ધતિ પ્રમાણે આ ગ્રંથમાં કરેલું છે. આ કાવ્યમાં વિશેષ ગુણ મધુર અને કોમળ પદરચના અને કવિયોના સંપ્રદાયને અનુસરતા રસભરેલા અર્થનું બંધારણ એટલા છે. એ ઉપરથી એમ અનુમાન થાયછે કે આ સહેલો વિષય લેઈ કાવ્યનો પહેલો ગ્રંથ રચ્યો હશે. હાલમાં જેઓએ ઈંગ્રેજી કવિતાના ગ્રંથ વાંચ્યા હશે અને ખાસ કરીને થામસનની 'ઋતુઓ' એ નામનો કાવ્ય ગ્રંથ વાંચ્યો તેમને કદાપિ આ ऋतुसंहार શુષ્ક લાગશે. કારણ જેવી રીતે ઈંગ્રેજી કાવ્યમાં સૃષ્ટિસૌન્દર્યનું વર્ણન હાબેહુબ કરેલું છે તેવું કાલિદાસના આ ગ્રંથમાં જોવામાં નહિ આવે. તેમાં વિશેષ ચમત્કાર અથવા સૂક્ષ્મ અવલોકન જોવામાં નહિ આવે. એ કારણને લીધે તેમાં રસિકતા ઓછી લાગશે. પરંતુ આ વાત માત્ર ऋतुसंहार ગ્રંથનેજ લાગુ પડે એમ નથી. रघुवंशમાં વસંત તથા ગ્રીષ્મ ઋતુનું વર્ણન છે. તેમ कुमारसंभवમાં પણ વસંતવર્ણન છે. कादंबरीમાં વસંત તથા વર્ષાકાળનું વર્ણન, किरातार्जुनीयમાં શરદ્ઋતુનું વર્ણન છે, 'शृंगारतिलक'માં પાંચે ઋતુનું વર્ણન છે. એ રીતે જુદા જુદા સંસ્કૃત કવિઓએ ઋતુઓનું વર્ણન કરવાનો પ્રયાસ કરેલો જણાયછે. પરંતુ એ બધે ઠેકાણે એકજ પ્રકારનું વર્ણન જણાયછે. દાખલા તરીકે વસંતના વર્ણનમાં જ્યાં ને ત્યાં ચાંદરણું અને શીતલ ઉપચાર, વર્ષાઋતુના વર્ણનમાં મોર અને ચાતક, શરદમાં હંસ અને સ્વચ્છ ચાંદરણું, હેમંતમાં અને શિશિર ઠંડક અને પવનના ઝપાટા ઇત્યાદિ બહુ પ્રસિદ્ધ વાર્તા શિવાય વર્ણવવામાં આવતું નથી; પણ ઈંગ્રેજી કવિતામાં ઉંચા પર્વતોનું વર્ણન, પર્વત ઉપર ચઢી શિખરેથી આસપાસ નજર કરતાં ચારે બાજુએ રમણીય દેખાવ દેખાયછે તેનું, અગર મહા સમુદ્રમાં તોફાનની વખતે

ફસાયલું ઝાઝ તેનું વર્ણન, તેમાંના માણસોના જીવ પડીકે બંધાયેલ અને ચીસોચીસ પાડી કલકલાટ અને ટળવળાટ કરતાં સ્ત્રીપુરુ અને બાળકો, તેનું વર્ણન, એવા સૃષ્ટિ, ચમત્કારનો ચિતાર સંસ્કૃ કવિયોમાં બહુ પ્રકારે જોવામાં આવતો નથી. તેમજ સમુદ્રમાં વંટોળીયે વા આવવાથી જે પાણીની અને ઝાઝની દશા થાયછે તેનો ચમત્કા વર્ણવેલો જોવામાં આવતો નથી. એવા ચમત્કારનો પ્રત્યક્ષ અનુભ જોઈએ. તે હોય તોજ હાબેહુબ વર્ણન થઈ શકે. તેવો અનુભ અસલ સંસ્કૃત કવિયોમાં હોય એમ જણાતું નથી. કાલિદાસ, બા આદિ કવિયોના ગ્રંથમાં રાજધાનીમાં બનતા મહોત્સવોનું અને રાજ ઓના મહેલમાં અંતઃપુરનું ઠેકાણે ઠેકાણે વર્ણન છે. તે ઉપરથી એ અનુમાન થાયછે કે એ કવિયો રાજાઓના આશ્રય તળે હતા. રા શિકારની સ્વારીએ જતા તેનું વર્ણન પ્રસંગે પ્રસંગે આવેછે. વ આપણા હિંદુઓમાં અને વિશેષ કરીને બ્રાહ્મણોમાં નિત્ય નૈમિત્તિ કર્મનો પ્રચાર ઘણો હોવાથી કવિયોના મન ઉપર તેની અસર થ વગર રહે નહી. તેથી સૃષ્ટિનાં ચમત્કારિક સ્વરુપ ઉપર લક્ષ પહોચ કરતાં વ્યવહારમાં જન સ્વભાવ અને જુદા જુદા મનોવ્યાપાર વિચારની પ્રવૃત્તિ વધારે જાય ખરી. અલંકારશાસ્ત્રનો આ દેશમાં એક સમય ઉત્કર્ષ હતો તેનું મૂળ કારણ એજ છે. વર્ણવાના વિષ થોડા હોવાથી કવિયોનું ચાતુર્ય તેને કેવા પ્રકારે વર્ણવા તે ઉપર વિશે લાગતું. આદિ કવિયો જેવા કે વાલ્મિકી અને વ્યાસ તેમના ગ્રંથ ભાષા જોતાં તે સરલ અને સાદી અને સહજ સમજી શકાય તે છે. એ સ્વાભાવિક ભાષા છોડી દેઈ અલંકારના થાટમાટથી ભર એવી પાછળના કવિયોમાં જોવામાં આવેછે. જેમ કે અસલ કવિયો મુખને ચંદ્રની ઉપમા આપ્યાથી તેનું રમણીયપણું ધ્યાનમાં આવે પણ પાછળથી કવિયોએ તેના ઉપર કોઈએ રુપક, કોઈએ ઉત્પ્રેક્ષ

કોઈએ વિરોધાભાસ, કોઈએ શ્લેષ ઈત્યાદિ અલંકારથી તેનું વર્ણન કરી નાંખ્યું. આથી સંસ્કૃત કાવ્યોમાં અલંકાર શાસ્ત્રની પ્રવૃત્તિ એટલી ચાલી કે ભાષાને વિચિત્રતા આપી અને જેને ક્લિષ્ટ કાવ્ય કહેછે તે પેદા થવા લાગ્યાં. ગ્રંથોમાંથી અર્થગૌરવ ઓછું થયું.

કુમાર સંભવ. એ મહાકાવ્ય કાલિદાસે મધ્યમ વયમાં લખેલું હોવું જોઈએ એમ લાગેછે. એની કથા શિવપુરાણમાંથી લીધેલી છે. શિરૂઆતમાં પાર્વતીના પિતા હિમાલય તેનું વર્ણન છે. પહેલા સર્ગમાં પાર્વતીનો જન્મ અને તેની બાલ્યાવસ્થાનું વર્ણન છે. બીજા સર્ગમાં ત્રણ જગતનો પીડનાર જે તારકાસુર તે થકી ત્રાસેલા ઈંદ્રાદિ દેવ બ્રહ્મદેવને શરણ ગયેલા છે. બ્રહ્મદેવે ઈંદ્રને એવી યુક્તિ બતાવી છે કે, પ્રથમ મદનને તું વશ કરી લે. ત્રીજા સર્ગમાં મદને આવીને ઈંદ્રને કહ્યું કે, શિવને પ્રેરણા કરવાનું માથે લો અને મારો સહાય જે વસંત તેને પ્રગટ કરવાની તજવીજ કરો. પછી શિવનું દર્શન કરવાને પાર્વતી આવ્યાથી પાર્વતીને વિષે શિવના હૃદયમાં ક્ષણભર કામબુદ્ધિ મદને ઉત્પન્ન કરી, પણ પાર્વતી લાગલીજ સંતાઈ જવાથી શિવે ચારેપાસ ક્રોધરૂપી અગ્નિવાળી નજર ફેંકી; તે નજર મદન ઉપર પડતાંવાંતજ તેજ ક્ષણે મદન બળી રાખ થઈ ગયો. ચોથા સર્ગમાં મદનની સ્ત્રી રતિના વિલાપનું વર્ણન છે. પછી શોકથી સંતપ્ત જે રતિ તેણે વસંતને ચિતા ખડકવાનું કહ્યું છે પણ એટલામાં આકાશવાણીથી 'તારો પતિ તને મળશે' એમ આશ્વાસન મળવાથી ચિતા ખડકવાની વાત પડી મુકી છે. પાંચમા સર્ગમાં પાર્વતીનું તપ વર્ણવ્યું છે. શિવ એકાએક અંતર્ધાન થઈ ગયા તેથી પાર્વતીનું અપમા માયું. તેથી તે મહા કષ્ટવાન થઈ તેણે હિમાલય ઉપર ઉગ્ર.. કરવાનો નિશ્ચય કર્યો. પછી ઘણો કાળ વીત્યા પછી એક નિ પાર્વતીના આશ્રમમાં આવ્યો તેની આગત

મોર્વશી. રા.રૂં

પછી તેણે પાર્વતીને આટલું ઘોર તપ કરવાનું કારણ પુછયું. પછી પાર્વતીએ પોતાની સખીને મ્હોડે તે મુનિને સર્વ વૃતાંત કહ્યું. ઉપરથી મુનીને મ્હોટો વિસ્મય થયો એમ મુનિએ બતાવ્યું. પછ મુની કહે એ અમંગલરુપ જે શિવ તે ઉપર તારો આટલો પ્રેમ તે કેવળ અઘટિત છે એમ કહી મુનિ તેની નિંદા કરવા લાગ્યો. સર્વ સાંભળી પાર્વતીને બહુ સંતાપ થયો અને શિવનો અગાધ મહિ તારા સરખો કુટિલ માણસ કેમ સમજી શકે વીગેરે કહી સંભળા તેની નિંદા કરી પણ તેનો એ ઉત્તર દે તે પહેલાં પાર્વતીએ પોતા સખીને કહ્યું કે 'આ છોકરાને કાઢી મુક' અને પોતે ચાલતી થ પછી મુનિએ પોતાનું ખરૂં શિવજીનું રૂપ પ્રગટ કરી તેનું સમાધ કર્યું અને આજથી હું તારો દાસ થયો એવું કહેવાથી પાર્વતીને લા કે મારા તપની કૃતાર્થતા થઈ. છઠ્ઠા સર્ગમાં શિવે સપ્તર્ષિનું સ્મર કર્યું. સ્મરણ કરતાંજ તેઓ આવી પહોચ્યા. પછી હિમાલય પ જઈને તેમણે (સપ્તર્ષિએ) પાર્વતીની માગણી કરવી એવી તે આજ્ઞા થતાંવાંતજ તે સાતે ઋષિઓ ત્યાંહાં ગયા અને વિવાહનો ઠર કર્યો. છેલ્લા એટલે સાતમા સર્ગમાં વિવાહ સંસ્કારનું વર્ણન કર્યું શિવ પાર્વતી એ દેવતાના ઉપાસક કાલિદાસ હતા,* એમ ઘ તેમના ગ્રંથો ઉપરથી તથા તેમાંના મંગળાચરણના શ્લોકો ઉપર જણાઈ આવેછે; અને कुमारसंभव એટલે कार्तिकेयनो जन्म એ ન ઉપરથીજ આ કાવ્યની આ ઠેકાણે સમાપ્તિ થઈ એવું અત્યાર સુ સમજવામાં હતું. પરંતુ હમણાં હમણાં તેના પછીના દશ સર્ગ શોધ લાગેલો છે અને તેથી એ દશ સર્ગ પણ કાલિદાસે ક

*નાદવિવાદ ઉત્પન્ન થયો છે. ઘણા એકનું મત એમ છે ...ણ કાલિદાસે રચ્યા છે એ વાત બરાબર ન ન ચંદ્રની ... રણ એ છે જે જો એ બીજા દશ પાછળથી કવિયો...

કાલિદાસે રચેલા હત તો એ કાવ્યને કુમારસંભવ એ નામ આપવાને બદલે કવિએ તારકવધમ્ એવું કાંઈ બીજું નામ પાડ્યું હત. કુમારસંભવ એવું નામ ન પાડત. એ શિવાય કાલિદાસના પ્રખ્યાત ટીકાકાર જે મલ્લિનાથ તેની ટીકા પણ સાત સર્ગ સુધીજ મળી આવે છે. તે પછીના સર્ગની મળતી નથી. એ ઉપરથી એમ જણાય છે જે મલ્લિનાથના જણવા પ્રમાણે આ કાવ્યના સાત સર્ગ હતા, સત્તર નહિ અગર પાછલા સર્ગ રચેલા હશે તો તે કાલિદાસકૃત નહિ. એ બાબતમાં કેટલાએક વિદ્વાનનું એમ પણ માનવું છે કે. ખદ કાલિદાસના

પર્વતનું વર્ણન અને પાંચમા સર્ગમાં વેષધારી મુનિ તથા પાર્વતી એનો સંવાદ બહુ ઉત્તમ છે. પર્વત ઉપરના અનેક સૃષ્ટિ ચમત્કારોનું વર્ણન પણ ચમત્કારિક છે. તેમજ પાંચમા સર્ગમાં પેલા કપટમુનિએ પાર્વતીના પ્રેમની પરીક્ષા જોવા સારૂ કરેલું કપટનું ભાષણ અને તેની પાર્વતીએ કરેલી નિંદા એ બહુ ચિત્તવેધક છે.

रघुवंश. કાલિદાસના અતિ ઉત્તમ ગ્રંથોમાં रघुवंश, मेघदूत शाकुंतल नाटक અને विक्रमोर्वशी नाटक એટલા છે. તેથી એ ગ્રંથ કવિયે પોતાના પ્રૌઢવયમાં રચેલા જણાયછે. रघुवंशમાં સૂર્યવંશી રાજા વર્ણન છે. દિલીપ, રઘુ, અજ, દશરથ, રામ, કુશ, અને અતિથિ એના દિગ્વિજય આદિ પ્રતાપનું તથા તેમને સંસારમાં જે સુખદુઃખનો અનુભવ થયેલો તેનું વર્ણન સત્તર સર્ગમાં કરેલું છે. અઢારમામ અતિથિ રાજા પછી જે તેના વંશજોમાં પુષ્કળ રાજા થયા તેનું ટુંકામ વર્ણન છે અને છેલ્લે આગલા સર્ગમાં અગ્નિવર્ણ નામનો રઘુવંશમાંને છેલ્લો રાજા થયો તેની શોભા અને તેના અંતનું વર્ણન છે. કાલિદાસન સર્વ કાવ્યોમાં રઘુવંશ શ્રેષ્ઠ છે. એની પ્રૌઢતા, એની મધુર રચના વર્ણનશક્તિ, જુદા જુદા રસનો આવિર્ભાવ, વિગેરે એમાં ઉત્તમ ગુ છે. જે કુલના ગુણનું વર્ણન આદિકવિ વાલ્મિકે કરીને તેને અમ કર્યું તે કુલની કીર્તિ ગાવામાં એવા શ્રેષ્ઠ કવિ સાથે બાથ ભીડવી અ યશ મેળવવો તેમાં કવિને પોતાનેજ સંકોચતા લાગતી હતી એ જણાયછે. કારણ ગ્રંથના આરંભમાંજ પોતે કહેછેઃ—

मंदः कवियशःप्रार्थी गमिष्याम्युपहास्यताम् ।
प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥

અર્થઃ—' એકાદ ઝાડનું ફળ લાંબા હાથવાળાથીજ તોડી શકાય ને ઠીંગણો તોડી લેવા જાય તો તેની હાંસી થાય તેમ મંદબુદ્ધિ છ કવિનો યશ મેળવવાની ઈચ્છા ધરાવનાર હું હિમ્મત ધરૂંછું તે ઉપર

તેણે સુરક્ષિત રાખ્યા છે અને નવા નવા પાઠાંતર બીજા ટીકાકારોએ પોતાના ટીકાગ્રંથમાં દાખલ કરેલા તેને એણે રદ્દ કરી પદેપદનું વ્યાખ્યાન સરળ રીતે કરેલું છે. તેથી મલ્લિનાથ પંડિતની કીર્તિ કાલિદાસના ટીકાકાર તરીકે મ્હોટી છે. એના પાઠ અને અર્થ ઉપર પંડિતોનો ભરોંસો છે.

મેઘદૂત. આ કાવ્યને સંસ્કૃતમાં 'खंडकाव्य' કહેછે. તેનું કારણ કે એ ન્હાનું કાવ્ય છે. ન્હાનું તો છે પણ કવિત્વશક્તિના કાંઈ અપૂર્વ ગુણથી એ કાવ્ય એટલું તો રમણીય થએલું છે કે બીજાં મહાકાવ્ય પણ એના મ્હોડા આગળ ફીકાં પડેછે. બીજું તો શું કહેવું પણ કાલિદાસના બાકીના સર્વ ગ્રંથ ડુબી ગયા હત અને માત્ર આ ન્હાનું કાવ્ય પાછળ રહ્યું હત તો પણ કવિમંડળમાં આ કાવ્યને લીધે કાલિદાસની ઉચ્ચસ્થાને ગણના થાત એમાં સંદેહ નથી. કાવ્યનો વિષય જોઈએ તો ઘણું કરીને સંસારમાં અનેક પ્રકારના પ્રસંગ સામાન્ય રીતીએ નજરે પડે છે તેવા તથા સૃષ્ટિના ચમત્કાર હોયછે તેનું હાબેહુબ વર્ણન કરવું. એ કાંઈ સહેજસાજ કવિત્વ શક્તિનું કામ નથી. કારણ જે ઠેકાણે માત્ર મનનીજ શક્તિ ચાલી શકેછે; જે વાત ઇન્દ્રિયોની શક્તિથી પાર છે તે ઠેકાણે કલ્પનાની સૃષ્ટિમાં ખર કવિઓજ વિહાર કરેછે, જેમ શેક્સ્પિયરનું 'મિડસમર નાઈટ્સ ડ્રીમ' છે. જેમ મિલટનનું 'પેરેડાઇઝ લાસ્ટ' છે તેમજ કાલિદાસનું 'મેઘદૂત.' એ કલ્પનાની અદ્‌ભુત સૃષ્ટિ છે એમ જાણવું.

મેઘદૂતની કથાનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

યક્ષ કરીને કુબેરનો એક ચાકર હતો. તે સ્વભાવે દયાળુ તથ હનશીલ હતો. પરંતુ અધિકાર મળ્યાથી જરા ગર્વ આવ્યાને લીધે બેરની એના ઉપર કરડી નજર થઈ. તે ઉપરથી કુબેરે એને શાપ દીધો કે તું બાર મહિના સુધી પરદેશ રહેજે. એવા શાપને લીધે

યક્ષને રામગિરિ એટલે ચિત્રકૂટના પર્વત ઉપર જઈ ત્યાં રેહેવાની જરૂર પડી. તે ઠેકાણે પોતાની સ્ત્રીના વિયોગે કરી કેટલાએક મહિના દુઃખમાં કાઢ્યા. પછી અશાડ મહિનો આવ્યો ત્યારે મેઘ એટલે વાદળ એની નજરે પડ્યું. મેઘની આગળ કેટલીક વાર સુધી ઉભો રહી વિચાર કરવા લાગ્યો, તેટલામાં પોતાની વાહાલી સ્ત્રીને મેઘદ્વારે સંદેશો મોકલવાનો એને મુદ્દો ઉઠ્યો. કવિ આ ઠેકાણે કહે છે કે મેઘ એટલે ધુમાડો, તેજ, પાણી અને વાયુનો ગોળો તે ક્યાં અને સંદેશો જે જીવંત પ્રાણીની મારફત મોકલાઈ શકાય તે ક્યાં? પરંતુ.

**कामार्त्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु**

પ્રીતિથી પીડિત પુરુષ હોયછે તે ચેતન અને અચેતન પદાર્થનો ભેદ સમજવામાં સ્વભાવથી અસમર્થ રહેછે.

પછી મેઘની સાથે યક્ષનું ભાષણ થયું છે. તેમાં યક્ષ મેઘને પોતાના શાપની હકીકત કહી વિનંતિ કરેછે કે, મારી પ્રિય સ્ત્રીને આટલો સંદેશો કહેજે. તે સ્ત્રી કહીં છે અથવા કિયે રસ્તેથી જતાં તને એનો મેળાપ થશે તે બતાવવાસારૂ ફલાણે ફલાણે રસ્તે જવું એમ કહી રસ્તો બતાવેછે અને રસ્તામાં જે જે પ્રખ્યાત સ્થાન આવેછે તેનું ચિત્ર આપેછે. છેવટે અલકાનગરી જ્યાં કુબેરનું સ્થાન છે અને જે ઠેકાણે પોતાનું પણ ઘર છે તે ઠેકાણું બતાવેછે અને પોતાના ઘરનું વર્ણન કરેછે, તથા ત્યાં પોતાની સ્ત્રી કેવી દશામાં આવી પડી હશે તેનું કરુણા ઉપજાવે એવી રીતે વર્ણન કરેછે. યક્ષ કહેછે, ઓ મેઘ! તું ત્યાં જઈશ ત્યારે એ કદાચિત્ મારા આવવાના ભાવ જોતી હશે, અથવા

**पृच्छन्ती वा मधुरवचनां सारिकां पंजरस्थां**
**कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति**

પાંજરામાં બેઠેલી મેનાને પ્રશ્ન પુછતી હશે કે, ઓ મેના ભર્તાને તું કદિ સંભારેછે? તું પણ એને ઘણી વાહાલી છે; અથવા

उत्संगे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।

અરે, ભાઈ, મલિન વસ્ત્ર પહેરી વીણા ખોળામાં મુકી પોતા નાથના (મારા) નામવાળું પદ ગાવાની ઈચ્છા કરતી હશે; અથવ

शेषान्मासान् विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पैः ।
मत्सङ्गं वा हृदयनिहितारम्भमास्वादयन्ती
प्रायेणैते रमणविरहेष्वङ्गनानां विनोदाः ॥

અર્થ:—ઓરડાના ઉમરા ઉપર ફુલ મુકીને ગણતી હશે જે દિવસથી વિયોગ થયો તે દિવસથી તે પાછા મળવાના ઠરાવે દહાડા સુધી કેટલા મહિના થઈ ગયા અને બાકી કેટલા રહ્યા. અથ મારો મેલાપ ક્યારે થશે તેના આરંભની રાહા જોતી હશે. વિયોગ પીડિત સ્ત્રીઓ એ પ્રમાણે ઘણું કરીને વિનોદ કરી પોતાનો કા કહાડેછે.

એવી રીતે તને જણાશે. તેને તું ધીરજ આપજે. અને હું ક્ષેમકુશલ છું એવો સંદેશો કહેજે. એ પ્રમાણે શેવટ સુધી ઘણી સુંદર અને મન ઉપર અસર કરે તેવી રીતે કાવ્યની સમાપ્તિ કરી છે. મેઘદૂતનું ભાષાંતર ઇંગ્લિશ કવિતામાં પ્રોફેસર હારેસ વિલ્સને કર્યું છે.

શાકુંતલ. કવિયોની ગણનામાં કાલિદાસનું નામ અગ્રભાગે છે તેમ નાટકકારમાં પણ તેવું છે. અગાઉ માલવિકાગ્નિમિત્ર વિશે પંડિતોમાં

ભેદ હતો તે કહી ગયા છીએ. હવે આ ઠેકાણે બાકી રહેલાં બે
; વિષે થોડુંક કહેવાની જરૂર છે. એક તો 'शाकुंतल' અને
ું 'विक्रमोर्वशी'—આ બે નાટકની, તેમાં વળી પેહેલાની વિશેષ
ા પ્રતિષ્ઠા અસલથી કેટલી છે તે કહેવાની જરૂર નથી. તેની
ા મહોટામહોટાથી થએલી છે. આપણા દેશમાંજ એમ કહેવાય
:—

काव्येषु नाटकं रम्यं तत्र रम्यं शकुंतला ।
तत्रापि च चतुर्थोंकस्तत्र श्लोकचतुष्टयम् ॥

અર્થ:—કાવ્યોમાં નાટક ગ્રંથ રમણીય કહેવાય છે અને નાટકમાં
ાલા. તેમાં (શકુંતલામાં) પણ ચોથો અંક અને ચોથા અંકમાંના
શ્લોક.

કહેવાનું વિશેષે કરીને એટલું કે આગણા કવિની અજરામર
 પ્રથમ બીજા દેશમાં જઈને પછી આખી પૃથ્વીમાં તે પસરાઇ
મા 'શાકુંતલ' નાટકને લીધે. તે એવી રીતે કે સર વુલિયમ
ર્ નામના કલકત્તાની વડી કોર્ટના ન્યાયાધીશ સુમારે સો વર્ષ
 બંગાલામાં હતા તે વેળા તેમને કોઈ બંગાળી પંડિતથી ખબર
ી કે સંસ્કૃત ભાષામાં નાટક રચેલાં છે. આમ જાણતાંજ એ મહાન
ાને સંસ્કૃત ભાષાનું અધ્યયન ઘણો શ્રમ લઈ કર્યું અને શાકુંતલ
કનું ઈંગ્રેજીમાં ભાષાંતર કરીને આખા યુરોપમાં પ્રસિદ્ધ કર્યું તે
ાને યુરોપના પંડિતોના મન ઉપર એવી સારી અસર થઈ કે તે
રથી કાલિદાસની મહાકવિમાં ગણના ચાલી. જર્મની દેશમાં
મણિ જેવા કે, ગેટી, તથા પ્રખ્યાત તત્વવેત્તા તથા મુસાફર વાન

અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે તે સર્વે હિંદુએ પોતાના હૃદયમાં કો
રાખવા જેવો છે. તેનો ઉતારો 'નોટ'માં નીચે* કર્યો છે.

'શાકુંતલ' નાટક એ મહાભારતમાં આદિપર્વમાંની એક કથા
આધાર લેઈ રચવામાં આવ્યું છે. તેમાં મૂળ કથા એ છે જે દુષ્યં
રાજા મૃગયા કરવા ગએલો ત્યાં વનમાં થાકી ગયો તેથી કણ્વ ઋષિ
આશ્રમમાં ગયો. ત્યાં બીજું કોઈ ન હતું. માત્ર કણ્વની કન્યા શકુંત
હતી. કન્યાએ રાજાની આગતાસ્વાગતા સારી કરી. રાજા તેના રૂપ
ભુલ્યો અને તેને પુછ્યું કે તું કહોની દીકરી છે? શકુંતલાએ પોત
જન્મ વૃત્તાંત એને કહી સંભલાવ્યું. એ ઉપરથી એ ક્ષત્રિયની કન
છે એમ જાણી તેની સાથે ગાંધર્વવિવાહ કર્યો. પછી દુષ્યંત પોતા
રાજધાનીમાં આવ્યો. પણ મુનિઓ શાપ દેશે એમ ડર લાગવા
શકુંતલાને બોલાવવા સારુ કોઈ માણસ મોકલ્યાં નહિ. અહીં વન

---

* વાંચનારની માહીતી સારુ ગેટી, હમ્બોલ્ટ તથા પ્રોફેસર માની
વુલિયમ્સ એઓના શાકુંતલ તથા તેના કર્ત્તા વિશે અભિપ્રાય નીચે ટાંક્યા છે:

"Would thou the young year's blossoms and the fruits of its decline
And all by which the Soul is charmed, enraptured, feasted, fed?
Would thou the earth and heaven itself in one sole name combine?
I name thee, O Sakoontala! and all at once is said."—GOETHE.

"Kalidas, the celebrated author of the 'Sakoontala' is a masterly d
criber of the influence which Nature exercises upon the minds of love
Tenderness in the expression of feeling and richness of creative fan
have assigned to him his lofty place among the poets of all nations."
ALEXANDER VON HUMBOLDT.

સખીઓ કલ્પી. તેમાંની એક પાસે રાજાને શકુંતલાની બાબતની હકીકત કહેવડાવી અને પછી ગાંધર્વવિવાહની વાત પણ તે દ્વારાએ જુક્તિ જુકતીથી સમજાવી. તેમજ આરંભમાં શકુંતલા અને રાજાની ભે વનવૃક્ષમાં તે સખીઓ સાથે છોડને પાણી પાવાના કામમાં રોકાય હતી તે વેળા થઈ. વળી કપટીપણાનો દોષ દુષ્યંત રાજા ઉપર આવે તે સારુ દુર્વાસા ઋષિનો શાપ તથા શકુંતલાને આપેલી વીંટી ઈંદ્રના તીર્થમાં પડવું એ બે નવી વાર્તા કવિએ કલ્પી છે. પાંચ અંકને અંતે મૂળની વાત પુરી થાયછે પણ શકુંતલાને રાજાએ ઓળ નહીં તેથી એ સંતાપ કરતી કરતી પાછી વળી. તે પછી એની મેનકા તેને એકાએક ઉપાડીને લઈ ગઈ એવા નવા બે અંક નાટ અંતે કવિએ માત્ર પોતાની કલ્પનાથી રચ્યા છે. છઠ્ઠા અંકને આર કોઈ માછીને તે વીંટી મળવાથી રાજાએ તે જોઈ ત્યારે તેને ભ આવ્યું તથા મેનકાની સખી સાનુમતી અપ્સરા છાનીમાની પાસે ઉ રહેલી તેવામાં શકુંતલા સંબંધી આગલી તમામ હકીકત રાજાને સાંભ આવ્યાથી રાજા વિરહદુઃખથી તથા નિરાશાથી બાહુક બની ગ પછી ઈંદ્રનો સારથી માતલી આવીને દૈત્યોના વધને અર્થે રા દુષ્યંતને સ્વર્ગમાં લેઇ ગયો છે. સાતમા અંકમાં માતલિ દુષ્યંત ભૂલોકમાં પાછો લાવેછે તે વેળા હેમકૂટ પર્વત ઉપર મરીચીનાં દર્શ કરવાની રાજાની ઇચ્છા જોઇને તે સારથિએ ત્યાં રથ રાખ્યો પછી તે ઠેકાણે શકુંતલા તથા પુત્ર ભરત એઓનો રાજાને અણધ મેળાપ થાયછે. આખરે મારીચ અને અદિતિ એઓનાં દર્શન ક તથા તેમનો આશીર્વાદ લઈ દુષ્યંત રાજા ત્યાંથી પાછો ફરી પોત નગર આવવા નિકળેછે. મારીચ અને અદિતિ એ બેને નાટકને ર કાં આણ્યાં તેનું કારણ સ્પષ્ટ દીસેછે. સંસ્કૃત નાટકના સંપ્રદ પ્રમાણે નાયક દુષ્યંત અને નાયિકા શકુંતલા એઓ સર્વ સંકટમ

ુટયાં અને તેમના સર્વ મનોરથ સફળ થયા તેથી એવાજ નિરંતર
ખમાં રહો એવા આશીર્વાદ તેમની પાસે દેવરાવ્યા.

વર્ણનનો પ્રસંગ આ નાટકમાં જે જે ઠેકાણે આવ્યો છે ત્યાં વિએ પોતાની શક્તિ બતાવી છે. પહેલા અંકમાં હરણાંનું અને રથના ગનું વર્ણન કર્યું છે તે કવિના નામને શોભે એવું છે. પુત્રની બાળ-લીલા જોઇને માબાપને કેટલો આનંદ થાય છે એ સાતમા અંકમાં ૭ શ્લોકમાં વર્ણવ્યું છે તે વાંચતાંજ શેઝી* નામે ઇટાલી દેશનો કવિ ૭ક થઈ ગયો અને આનંદના પૂરના ભરપુરપણામાં તે પોતાનું ભાન વેસરી ગયો એ વાત પ્રસિદ્ધ છે. તેમજ છઠ્ઠા અંકમાં શકુંતલાની મરથી તયાર થએલી તસબીર કઇ રીતે પુરી કરવી અને ભોંયતળી-ાનો દેખાવ કેવી તરેહનો લાવવો એ બાબતનો જે શ્લોક છે તેમાં ર્ણન એવું ચમત્કારિક છે કે તે ઉપરથી બીજું કાંઈ નહીં તોપણ ચિત્રકળાનું સૂક્ષ્મ જ્ઞાન કવિને ખાસ હોવું જોઇએ એમ લાગેછે. આ ાટકની રચના કવિએ જેટલું બને તેટલું કરી ઉત્કૃષ્ટ રચવામાં જરા ચૂનતા રાખી નથી. પદ્યને વિષે તો કહેવાની ગરજજ નથી પણ દ્યમાં પણ પ્રત્યેક શબ્દ કાનને મધુર અને ખુબીદાર લાગે તેવો વાપર્યો છે. એમાં રસ કેવી ઉત્કૃષ્ટ રીતીએ સાધ્યો છે તે જેને અંતઃકરણની ાગણી છે તેને સાક્ષાત્ જણાયછે. દૃષ્ટાંત તરીકે ચોથા અંકમાં ાત્રોની વાણી સાંભળી કહોની આંખમાંથી આંસુ ઝરશે નહી?

સારાંશ, નાટકનો ગમે તે ભાગ લો, ત્યાં કવિએ પોતાની કરામત અને કુશળતા બતાવી આપી છે.

विक्रमोर्वशी. એ શાકુંતલ નાટકની બરાબર પ્રસિદ્ધ છે. એનું ભાષાંતર ઈંગ્રેજી ભાષામાં પ્રોફેસર હારેસ હેયમન વિલસન સાહેબે કર્યું છે. આ સાહેબ કલકત્તામાં કેટલાએક વર્ષ સુધી ત્યાંની સરકારી કાલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા અને સંસ્કૃત ભાષા ઉપર તેમનો અપૂર્વ પ્રેમ હતો. તેથી તેને પ્રખ્યાતિમાં લાવવા સારુ તેમણે બહુ શ્રમ લીધો છે. વિક્રમોર્વશીના નાટકની પ્રસ્તાવનામાં તેઓ લખેછે કે એ નાટકની કથા અગ્નિ પુરાણમાંથી લેઇને સર્વ નાટક અન્યોક્તિ ઉપર લીધું છે. તે એમ કે નાયક અને નાયિકા એ સૂર્ય અને ઉષ એટલે પ્રભાત દેવતાને બદલે છે. સૂર્ય અને ઉષા એ આરંભમાં એ છે. એક હોઈ તેઓનો લાગલોજ વિયોગ થાયછે. અને વિયોગી સૂર્ય તે એની પર્વત, નદી ઇત્યાદિ જગ્યોએ ખોળાખોળ કર્યા પછી સંધ્યાકાળે તેને ફરીથી ભેટે છે.

અત્રે બે અક્ષર मालविकाग्निमित्र માટે લખવા જોઇએ. આગ જણાવ્યા પ્રમાણે એ નાટક કાલિદાસની કૃતિ છે એમ હવે ઠર્યું છે પણ કવિના એ પ્રથમ પ્રયાસનું ફલ હોવું જોઇએ. એમાં કવિન ઉંચા પ્રકારની શક્તિનો વાસ છે એમ વિદ્વાનોનું મત છે. નાટ પંચાંકી છે. એમાં વાર્તા विष्णुपुराणના અગ્નિમિત્રને નાયક લેઇ કલ્પી છે. માધવસેન કરીને અગ્નિમિત્રનો એક મિત્ર છે. તેને માલ વિકા નામની બહેન છે. તે આ નાટકમાં નાયિકા છે. હવે વિદ રાજા યજ્ઞસેન છે. તેના સાળાને અગ્નિમિત્રે કેદ કર્યાથી બન્ને વચ્ચે વિરોધ થયો છે. તેથી માધવસેન અગ્નિસેનને મળવા સારૂ પોતા મુલકમાંથી નીકળ્યો છે. તેવામાં તેને યજ્ઞસેન અગ્નિમિત્ર ઉપર વે વાળવા સારૂ કેદ કરે છે. આ વખતે માધવસેનનો પ્રધાન પોતા

બહેન તથા રાજકન્યા માલવિકાને લઇને નીકળી પડેછે. પણ વિંધ્યાચળ આગળ આવતાં તે માર્યો જવાથી માલવિકા વિખુટી પડી જાયછે. માલવિકા, અગ્નિમિત્રની પટરાણી ધારિણીના ભાઇનો જ્યાં વહિવટ છે તે ભાગમાં આવી ચઢેછે. ત્યાંથી તેને તે પોતાની બહેન ઉપર મોકલી દે છે. માલવિકા આ પ્રમાણે રાણી ધારિણી પાસે પરિજન વર્ગમાં રહેછે. ત્યાં રાણીની મરજી એના ઉપર સારી હોવાથી એને સંગીત શીખવવા ઉસ્તાદ ગણદાસના હાથ નીચે તાલીમ અપાયછે. વળી એનું રૂપ જોઇને રાણી એની છબી ચિત્રશાળામાં રાખવા બનાવરાવેછે. તે તેના જોવામાં આવવાથી રાજાનું મન એના ઉપર ચોટેછે. એને જોવાને વિદૂષકની યુક્તિથી રાજાને પ્રસંગ મળેછે. આ પછી બીજા અંકમાં બાગનો પ્રસંગ આવેછે. એમાં રાણી ધારિણીને પ્રિય એક અશોક વૃક્ષ છે. હવે એને પુષ્પ આવતાં ન હોવાથી રાણી વૃક્ષને પાદસ્પર્શ કરવાનો વિચાર રાખેછે પણ પોતે પડી ગઇ હોવાથી એ કાર્ય સારૂ માલવિકાને શણગારીને મોકલે છે. ત્યાં એટલે બાગમાં પોતાની સહીયર બકુલાવલી આગળ રાજા પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવે છે. તે રાજા સંતાઇને વિદૂષક સહિત સાંભળતાં એને પોતાની અંતરવૃત્તિ મધુર વાણીથી જણાવેછે. તેવામાં રાજાની બીજી તરુણ રાણી ઇરાવતી આવી ચઢેછે અને રાજાને અને માલવિકાને આમ વાત કરતાં જોઇને ક્રોધે ભરાઇ માલવિકાને ત્યાંથી કાઢી મુકેછે.

આ પછી માલવિકાને ભોંયરામાં પુરી છે એમ ચોથા અંકમાં આવેછે. પણ ત્યાંથી વિદૂષક યુક્તિથી છોડાવરાવેછે, ને એની સાહાપર બકુલાવલી એને સમુદ્ર મેહેલમાં લઇ જાય છે. ત્યાં રાજાનો અને માલવિકાનો ફરી મેળાપ થાયછે. પણ પાછી ઇરાવતી ત્યાં આવી પોહોંચેછે. અને બન્નેના મેળાપની વાત ધારિણીને જાણવા કહેવરાવેછે

પણ એટલામાં સૌને કંઇ કારણસર એકદમ જવું પડેછે અને અંક પુરો થાયછે. પાંચમા અંકમાં સર્વ અશોક વૃક્ષ પાસે ભેગાં થાયછે ત્યાં અગ્નિમિત્રે વિદર્ભ રાજાજોડે લઢવાને લશ્કર મોકલેલું તે જીત્યાન ખબર આવેછે અને સેનાપતિ બે છોકરીયોને લઢાઈની ભેટ રૂ મોકલી દે છે. એ બે છોકરીયો આવતાંવારજ માલવિકાને ઓળખે અને માલવિકાનો ખરો સંબંધ અને સ્થિતિ પછી જણાયછે. રા હુકમ કરી વિદર્ભ રાજાને એનું અરધું રાજ્ય પાછું આપેછે, અ બાકીનું અરધું પોતાના મિત્ર અને માલવિકાના ભાઇને બક્ષિસ કરે વળી એટલામાં રાણી ધારિણીને પોતાના દિકરાની જીતના શુ સમાચાર આવેછે. તેથી પ્રસન્ન થઇ સર્વને ભેટ ઇત્યાદિક આપે અને રાજા અગ્નિમિત્રને માલવિકા અર્પણ કરેછે. આ પ્રમાણે રાજ માલવિકા મળેછે અને સર્વેનાં મન પ્રસન્ન થાયછે. પોતાની પટરા ધારિણી પ્રસન્ન રહે અને સર્વ પ્રજા સુખી રહે એવી આશા રા બતાવતાં નાટક સમાપ્ત થાયછે.

અત્યાર સુધી કાલિદાસના પ્રસિદ્ધ ગ્રંથોનું વર્ણન કર્યું. પણ એ મ કવિના બીજા ગ્રંથો પણ છે એમ કહેવાયછે જેમકે 'શ્રુતબો 'શૃંગારતિલક', 'શૃંગારરસાષ્ટક'. શ્રુતબોધમાં છંદ કેમ રચવા તેની રી બતાવી છે. તે એવી રીતે જે છંદનું વર્ણન કરવાનું તે છંદમાંજ તે હકીકત એટલે છંદનું કાનમાં શ્રવણ થતાંવાંતજ તેવો બોધ થાય શ્રુતબોધ એ શબ્દનો પણ એવોજ અર્થ થાયછે. તો આવા મહ કવિ વિદ્યાર્થિને છંદોની સમજણ પાડવા સારુ આવો નહાનો ગ્ર લખે એ વાત કોઈ સામાન્ય બુદ્ધિવાળાને વિલક્ષણ લાગે એવી આ દાખલો આપતાં એક બીજું ઉદાહરણ આ ઠેકાણે દીધા વ ચાલતું નથી. એ ઉદાહરણ કોઈ સામાન્ય પુરુષનું નથી પણ જે ઉજ્જ્વલી કીર્તિ જે જે ઠેકાણે ઇંગ્રેજી ભાષા બોલાયછે અને વંચાય

તે દેશમાં પસરેલી છે એવા મિલ્ટન કવિનું છે. કાલિદાસની પેઠે કવિની ઉપર પણ સરસ્વતી દેવી પ્રસન્ન હોવા છતાં તેણે પોતાની ગ્રેજી ભાષાના વ્યાકરણનો ગ્રંથ લખ્યો હતો. આ બે ઉદાહરણ પરથી સ્પષ્ટ જણાયછે કે મનમાં અહંકાર ન રાખવો એ મોહોટા રુષનું ચિન્હ છે. આ શ્રુતબોધ નામનો ગ્રંથ કવિએ ઋતુસહાર મના ગ્રંથની પેઠે પોતાની સ્ત્રીને બોધ કરતો હોય તે રૂપમાં ચ્યો છે.

લોકોમાં અસલથી એવી વદંતા ચાલેલી છે કે વિવાહની વખતે ગળાષ્ટક બોલાયછે તે પણ કાલિદાસે રચેલાં છે. આવી ઝીણી વાત ા ઠેકાણે લખવી તે ઘણાને હસવા જેવી લાગશે એમાં સંદેહ નથી ણ આપણા લોકોમાં ગુણવાન ઉપર પ્રેમ કેટલો હોયછે તથા તેમાં જ્યબુદ્ધિ કેટલી હોયછે તે આ ઉપરથી જણાઈ આવેછે. એ વાત મમાં આણતાં એવી બુદ્ધિ થાય એમાં આશ્ચર્ય જણાતું નથી. એક ખ્યાત પુરુષના કેવળ સંબંધને લેઇને કોઈવાર કોઈ વસ્તુને મહત્વ છે. પછી તે વસ્તુથી તે મોહોટા માણસની કીર્તિમાં વધારો ાઓ અથવા ન થાઓ.

## કાલિદાસ પંડિત ક્યારે થઈ ગયા?

કાલિદાસ કવિ ક્યારે થઈ ગયા એ બાબતમાં ઘણા વિદ્વાન ષોમાં વાદ ચાલેલો છે પણ તેનો હજુ નિશ્ચયાત્મક નિર્ણય થયો ી. પરંતુ એટલું તો જણાયું છે જે સંવત્સરના શકકર્તા વિક્રમા- ત્યના વખતમાં એટલે ખ્રિસ્તી શકના ૫૧ વર્ષ પહેલાં કાલિદાસ ા એ વાત ખોટી ઠરી છે. કારણ કે જુનામાં જુનાં તામ્રપત્ર ળવામાંથી મળી આવ્યાં છે. તે ઉપરથી જણાયછે જે માળવામાં

સંવત શકકર્તા વિક્રમ છે એમ જણાતું નથી. શકના સંબંધમાં વિ
મનું નામ જોવામાં આવતું નથી. સ્વર્ગવાસી રાવબહાદુર શં
પાંડુરંગ પંડિતનો અભિપ્રાય એ હતો કે ઈસવી સનના પાંચ
સૈકામાં કાલિદાસ થઈ ગયેલા હોવા જોઇએ. દાકતર ભાઉ દ
પોતાના નિબંધમાં લખેછે જે કેશરના ઝાડનું વર્ણન કરનાર મહ
કવિઓ મધ્યે માત્ર કાલિદાસજ છે. હવે કેશર વૃક્ષ આપણે જાણ
છીયે કે કાશ્મિર દેશમાં અને કાશ્મિરના પશ્ચિમ ભાગમાં થા
હવે રઘુવંશના ચોથા સર્ગના શ્લોક ૬૬, ૬૭ અને ૬૮માં ર
ઉત્તર દેશના રાજાઓને જીતી લીધાનું વર્ણન કર્યું છે. એ ઠે
કાલિદાસ કહેછે કે જેમ સૂર્ય પોતાના કિરણોનાં બળથી પા
ચુશી લેછે તેમ રઘુરાજાએ કુબેરના મુલુક ઉપર ચઢાઇ કરી
તેણે ઉત્તર દેશના રાજાને જીતી લીધા. તે રાજાના ઘોડાની
ઉપર કેશરના ફુલના રેસા ચોટેલા હતા. તે ઘોડા જ્યારે
નદીની રેતીમાં માર્ગના થાકને લીધે આળોટયા ત્યારે તેમનો
ઉતરયો. વળી ત્યાં હુણ રાજાની સ્ત્રીઓ કહેલી છે તેનું વર્ણન
કહેછે કે તે સ્ત્રીઓના ગાલ ઉપરની રતાશ આવી ગયેલી એવી જ
તે ઉપરથી જણાયું જે તેમના ભર્તારને રઘુ રાજાએ પોતાના
ક્રમથી જીતી લીધા હતા.

આ શ્લોકોની ટીકામાં ટીકાકાર મલ્લિનાથ કહેછે કે આ
હુણ એટલે હુણ દેશ અને તે દેસના રાજાઓનો રઘુએ જય કર્યો
રાજાની રાણીઓ રઘુના પરાક્રમથી પોતાના ધણીનો પરાજય થયો
શોક કરતી હતી. આ અર્થ બરાબર છે. પણ ઉત્તર દેશ જેમાંથી
નદી ચાલી જાય છે તેને માત્ર હુણ દેશ કહેવો તે બરાબર
એમ મી૦ કાશીનાથ પાઠકનું કહેવું છે. બીજા ટીકાકારનો અભિ
પણ એમજ છે અને તેની સાથે વલ્લભ તથા સુમતીવિજય

ળતા આવેછે. તે એ કે આ ઠેકાણેના દેશને કાશ્મિર દેશ સમજવો
ારણ તેમાં કેશર થાયછે. કેશરનું નામ સંસ્કૃતમાં 'काश्मीरज' છે,
ાટલે કાશ્મિર દેશમાં પેદા થએલી વસ્તુ. અને હૂણ એ તે વખતે
ાંહાના રાજા હતા. તેમને રઘુએ જીત્યા. આ ઉપરથી અનુમાન
ાય છે કે કાલિદાસના વખતમાં હૂણ નામના રાજવંશીઓનું રાજ
ાશ્મિરમાં હતુ. પણ રામાયણમાં રઘુની જીતની વાર્તામાં એ
ાજાએ સિંધુ નદી ઉપરના દેશમાં રાજ કરનારાં હૂણ રાજાઓને
ાત્યા એમ નથી. તેથી એમ અનુમાન કરવાને સબળ કારણ મળેછે
ા રઘુવંશ ગ્રંથ રચ્યો તે કાળમાં સિંધુ નદીના ઉત્તર દેશમાં એટલે
ા કાશ્મિર સુધીના દેશમાં હૂણ વંશના રાજા રાજ્ય કરતા હતા.
મકે કાલિદાસના વખતમાં તે દેશમાં હૂણ રાજા રાજકર્તા જો નહત
ો કાલિદાસના કાળમાં થઇ ગયેલા લોકોને હૂણ કોણ હતા તે
ાજાત નહી.

*હવે ઇતિહાસ ઉપરથી જણાય છે કે સિંધુ નદીના કિનારા
ાર હૂણ લોકોએ પોતાની સત્તા મજબુત રીતે બેસાડી હતી.
ા વંશમાં તુરમાન અને તેનો દીકરો મિહિરકુલ એ મહોટા બળ-
ા રાજા થઇ ગયા. વિખ્યાત ચિનાઇ મુસાફર હ્યુંએનત્સાંગ મિહિરકુલની
ાસ્તર હકીકત આપેછે અને કાશ્મિરનો ઇતિહાસ નામે राजतरिंगिणी
ાં પણ આ હૂણ રાજાનું વર્ણન છે. બધા ઇતિહાસો ઉપરથી

---

* ततः प्रतस्थे कौवेरीं भास्वानिव रघुर्दिशम् ।
शरैरुस्रैरिवोदीच्यानुद्धरिष्यन् रसानिव ॥ ६६ ॥
विनीताध्वश्रमास्तस्य सिन्धुतीरविचेष्टनैः ।
दुधुवुर्वाजिनः स्कन्धाल्लग्नकुंकुमकेसरान् ॥ ६७ ॥
तत्रहूणावरोधानां भर्तृषु व्यक्तविक्रमम् ।
कपोलपाटलादेशि बभूव रघुचेष्टितम् ॥ ६८ ॥

(વસન્તતિલકા વૃત્ત*)

(૮)

દોરી મુકી નરમ કે ઝટ અશ્વ ધાયા,
ફેંકી દિધી ગગનમાં નિજ પૂર્વ કાયા ।
વેઠી શક્યા મૃગતણો નહિ વેગ સામો,
શાનો ધરે મમતથી ઘડિનો વિસામો. ॥ ૧૩ ॥
માથાતણી ચમર થાય ટટાર ઉભી,
વેગેકરી કરણ નિશ્ચલ રેહ શોભી ।
રેતી ઉડે નિજ પદે ખુબ દોડતાં જે,
તે ધૂળ પાછળ પડે અતિ અશ્વવેગે. ॥ ૧૪ ॥

**રાજા**.—(હરખાઇને) ખરે, આ ઘોડા તો ઈન્દ્રના ઘોડાને પણ પાણી ભરાવે એવા છે કેમજે

(શિખરિણી વૃત્ત†)

(૯)

દિસે જોતાં ઝીણું વિપુલ થઈ જાયે પલકમાં,
દિસે અર્ધું ભાગ્યું પણ અખમ થાયે તુરતમાં; ।
સ્વભાવે વાંકું. જો તદપિ સમ લાગે નયનને,
ન પાસે ના છેટે નથિ દિસતું વેગે રથતણે‡. ॥ ૧૫ ॥

અરે! સારથી! જો હું એને મારું છું (એમ કહી બાણ તકાવે છે).

---

* વસન્તતિલકાના ચારમાંના પ્રત્યેક ચરણમાં ૧૪ અક્ષર હોય છે અને પ્રત્યેક ચરણ સરખો હોય છે. પદની રચના નીચે પ્રમાણેઃ—

– – ‿ – ‿ ‿ ‿ – ‿ ‿ – – ‿ – ॥

† શિખરિણીના પ્રત્યેક ચરણમાં ૧૭ અક્ષર હોય છે અને પદરચના નીચે પ્રમાણેઃ—

‿ – – – – – | ‿ ‿ ‿ ‿ ‿ – – ‿ ‿ ‿ – ॥

‡ હાલની વખતમાં રેલવેની ગાડીના વેગના અનુભવને લીધે ઉપર લખેલા વિચાર તરત ધ્યાનમાં આવી જાય છે.

(પડદામાં)

અરે! અરે! ઓ રાજા! આ હરણ આશ્રમમાંનું છે. મારશો માં, મારશો માં.

**સારથી.**—(કાન દઈને આમ તેમ જોઇ) આયુષ્મન્! આ તમારા બાણના જવાના માર્ગમાં આવેલા કાળા હરણની વચ્ચે તપસ્વિયો બેઠા છે.

**રાજા.**—(ગભરાટમાં) હેં! ત્યારે ઘોડાને ઝાલી રાખ.

**સારથી.**—ઠીક (એમ કહી ઘોડાને ઝાલી રાખે છે).

(વૈખાનસ તથા તેની સાથે બીજા બે શિષ્ય આવેછે).

**વૈખાનસ.**—(હાથ ઊંચા કરી) અહો રાજા! આ હરણ આશ્રમમાંનું છે. એને મારશો માં, મારશો માં.

(માલિની અથવા માનિની વૃત્ત*)

(૧૦)

નહિ નહિ તુજ છાજે બાણનો આ પ્રહાર,
મૃદુ હરણ શરીરે પુષ્પમાં જેમ આગ।
અતિ ચપલ, અરે! રે! જીવ એવાં મૃગો ક્યાં,
કઠિણ શર તમારાં, વજ્ર જેવાં, જુવો, ક્યાં. ॥ ૧૬ ॥

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત†)

(૧૧)

પાછું તાકી મુકયું તે લો ભાથામાં બાણ ઘાલવા।
દુઃખી ને પાળવા શસ્ત્ર, રંકને નહિ મારવા. ॥ ૧૭ ॥

**રાજા.**—એમ ત્યારે આ પાછું ખેંચી લીધું. (એમ કહી બાણને ભાથામાં ઘાલેછે)

---

* માલિની વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૫ અક્ષર હોય છે અને તેની રચના નીચે પ્રમાણેઃ—

⏑⏑⏑⏑⏑⏑ – – | – ⏑ – – ⏑ – – |

† વૃત્ત ૯–૧૦ પ્રમાણે.

**વૈખાનસ.**—આપ પુરુ* કુલના દીવાછો, માટે એમજ કરવું ઘટે.

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૨)

ધન્ય છે આ તુને રાજા! જન્મ્યો તું પુરુના કુલે ।
પુત્ર એક તુને થાશે ચક્રવર્તિ મહા ગુણે. ॥ ૧૮ ॥

**બીજા શિષ્યો.**—(હાથ ઊંચા કરીને) ખરેખાત, ઇશ્વર કરે ને તને ચક્રવર્તિ પુત્ર થાઓ.

**રાજા.**—(પ્રણામપૂર્વક) આશિષ પ્રતિગ્રહ કરુંછું, મહારાજ.

**વૈખાનસ.**—સમિધનાં લાકડાં એકઠાં કરવા બહાર નિકલ્યા છિએ. ઓ, પણે માલિની નદીની તીરે આશ્રમ દેખાયછે તે કણ્વ મહર્ષિનો છે. બીજા આપના કાર્યમાં કાંઇ અડચણ થતી ન હોય તો આપ આવી અસારી પરોણાગતનો સત્કાર માન્ય રાખશો.

(આર્યા ગીતિ વૃત્ત)

(૧૩)

તપ એ જેનું ધન છે એવા ઋષિની ક્રિયા તમે જોશો ।
નિર્વિઘ્ન રમ્ય ચાલે તેથી મનમાં ખુશી ઘણા થાશો. ॥ ૧૯
એમ વિચારી કેવી સુજ ભુજ રક્ષા કરે તપોવનની!
ધનુષ દોર ટણકારે જે પર ચાઠાં વડે કઠિણ અવની.॥ ૨૦ ॥

**રાજા.**—કુલપતિ અહીં છે કે?

**વૈખાનસ.**—શકુંતલા દુહિતાને દૈવ અનુકૂલ નથી માટે તેની

* હિન્દુ રાજાઓમાં સૂર્યવંશી અને ચન્દ્રવંશી એ બે કુલ પૂર્વેથી મોહોટાં પ્રખ્યાત છે, સૂર્યવંશનો મૂલ પુરુષ ઈક્ષ્વાકુ, જે વિવસ્વત એટલે સૂર્યનો પુત્ર. વૈવસ્વત મનુ તેનો પુત્ર થાય અને ઈક્ષ્વાકુ પછી કકુત્સ્થ, દિલીપ, રઘુ, અજ, દશરથ અને રામચંદ્ર. તેમજ ચન્દ્ર વંશમાં ચન્દ્રનો પુત્ર બુધ, તેનો પુત્ર પુરૂરવ, તેનો પુત્ર આયુ, તેનો યયાતિ. યયાતિને બે છોકરા, પુરુ તથા યદુ, પુરુનો પુત્ર તંશુ, તેનો પુત્ર અનિલ, તેનો દુષ્યન્ત અને તેથી થયેલો ભરત.

શાંતિસારૂ સોમતીર્થ* સધાવ્યા છે. પણ એને એવું કહી ગયા છે ખરા કે કોઇ અતિથિ ઘેર આવે તો તેનો સત્કાર કરવો.

**રાજા.**—હશે શકુંતલાને તો જોઇશ. ઋષિ પ્રત્યે માહારી કેટલી ભક્તિ છે, તેની તેમને એ જાણ કરશે.

**વૈખાનસ.**—ત્યારે અમે તો અમારે કામે જઇએ છિએ. ( એમ કહી શિષ્ય સહિત જાયછે ).

**રાજા.**—અરે સારથી, ઘોડા ચમકાવ. આ આશ્રમનાં દર્શન કરી આત્મા પવિત્ર કરિયે.

**સારથી.**—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી પાછો રથ ચલાવેછે ).

**રાજા.**—( ચારે પાસ જોઇને ) અરે સારથી, વગર કહે પણ આશ્રમ ઓલખાઈ આવે છે.

**સારથી.**—શી રીતે વારૂ ?

**રાજા.**—કેમ, તને જણાતું નથી ? અહીં,

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત† )

( ૧૪ )

જો ! આ વૃક્ષ તળે બખોલ મુખથી નીવાર દાણા ગરે
તેમાં પોપટ પંખિઓ ઘર કરી કલ્લોલ કર્તા ફરે. ।

---

* સોમતીર્થ એટલે સોરઠી સોમનાથ અથવા જેને પ્રભાસ પાટણ પણ કહે છે. એ સ્થાન કાઠિયાવાડની દક્ષિણ દિશાયે છે; અને વેરાવળ બંદરની ઉત્તરે એક ગાઉ છે. તીર્થ એટલે જાત્રાનું સ્થાન. હિંદુસ્થાનની ચારે દિશાયે ચાર મોહોટાં તીર્થ માનવામાં આવેલાં છે. પૂર્વમાં જગન્નાથ, પશ્ચિમમાં દ્વારિકા, ઉત્તરમાં હરદ્વાર અને દક્ષિણમાં રામેશ્વર.

† શાર્દૂલવિક્રીડિત વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૯ અક્ષર હોય છે અને પ્રત્યેક ચરણ સરખા હોય છે. તેની રચના નીચે પ્રમાણેઃ—

— — — ⏑ ⏑ — ⏑ — ⏑ ⏑ ⏑ — । — — ⏑ — — ⏑ — ॥

કોસ્થાને ચિકણા પડેલ પથરા તેથી મળે સૂચના
જે અત્રે ઋષિ ઈંગુદી ફલ બધાં ફોડે ન એના વિના. ॥ ૨૧ ।
વિશ્વાસે હરણાં ફરે સુખથકી, ના નાસતાં એ ડરી
રાખીને ગતિ એક એ તૃણ ચરે, શબ્દો જનોના સુણી. ।
વાટે વલ્કલ વસ્ત્રથી જલતણાં ટીપાં પડેલાં દિસે
ભીનાં વસ્ત્ર લઈ ગયા મુનિ હશે, ઓળી તળાવો વિશે. ॥ ૨૨ ॥

વળી,

( મંદાક્રાન્તા વૃત્ત* )

( ૧૫ )

ન્હેરોના ચંચલ જલ અહીં ધોય છે વૃક્ષ મૂલ
પત્રો ઝાંખાં હવન ઘૃતના ચાલવે થાય ધૂમ. ।
દર્ભો કાપે નવિન દિસતી આગની ભૂમિ તેમાં
ધીમે ધીમે શિશુ હરણનાં બીક છોડી ચરંતાં. ॥ ૨૩ ॥

**સારથી.**—ખરે. બધું એજ પ્રમાણે છે.

**રાજા.**—આ તપોવનવાસિને કાંઈ પણ અડચણ થવી ન જોઇએ. માટે અહીં રથ રાખ. હું ઉતરું છું.

**સારથી.**—આ લગામ ધરી રાખી. આયુષ્યમન્ ક્હારે ઉતરો.

**રાજા.**—( ઉતરીને ) આ તપોવનમાં તો સાદે વેશે જવું જોઇયે. માટે આ લે ( એમ કહી સારથીને ઘરેણું તથા ધનુષ કાહાડી આપેછે ) સારથી, આ આશ્રમવાસિનાં દર્શન કરી પાછો આવું તેટલામાં ઘોડાને નવડાવી તયાર રાખજે.

---

* મન્દાક્રાન્તા વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૭ અક્ષર હોય છે.

**સારથી.**—ઠીક, મહારાજ. ( એમ કહી તે જાય છે ).

**રાજા.**—( પરિક્રમણ કરી તથા જોઇ ) આશ્રમનું બારણું તો આ હશે, જાઊં તો ખરો. ( એમ કહી અંદર પ્રવેશ કરે છે; એટલામાં કાંઇ શકુન* થએલા બતાવીને )

( આર્યા ગીતિ વૃત્ત )

( ૧૬ )

શાંત છતાં આશ્રમસ્થલ, ફરકે ભુજ કર હશે શું ફલ તેનાં ।
અથવા થનાર વસ્તુ તેનાં સર્વત્ર દ્વાર છે છાનાં. ॥ ૨૪ ॥

( પડદામાં )

આમ, આમ, સખિયો.

**રાજા.**—( કાન ધરીને ) અરે! વૃક્ષઘટાની જમણી બાજુ કોઇ બોલતું હોય એમ સંભળાયછે. તો એણી તરફ હું જાઊં ( પરિક્રમણ કરી તથા જોઈ ) અરે! આ તપસ્વિની છોકરિયો સરખે સરખા ઘડા ભરી કુમળાં વૃક્ષને પાણી પાવા ફરેછે. ( નિહાળી જોઇ ) અહો! શું સુંદર રૂપ છે!

(આર્યા ગીતિ વૃત્ત)

( ૧૭ )

અંતઃપુરમાં દુર્લભ આશ્રમવાસી જનોતણું રૂપ;
વાડીના વેલાને વનવેલે ગુણથકી કર્યા ચૂપ. ॥ ૨૫ ॥

તો આ છાયાને ઓથે રહી અહીં બેસું ( એમ કહી જોતો જોતો બેસેછે ).

---

* શકુનાવલિની રીત પ્રમાણે પુરૂષનું જમણું અંગ ( આંખ, હાથ અથવા કોઈ પણ ભાગ ) ફરકે તો તે શુભસૂચક ગણાય અને ડાબું અંગ ફરકે તો અશુભ. સ્ત્રીનું તેથી ઉલટું.

( પછી શકુંતલા પોતાની સહિયરો સાથે ઉપર કહેલા કામમાં લાગેલી પ્રવેશ કરેછે. )

**શકુંતલા.**—આમ, આમ, સખિયો.

**અનસૂયા.**—અલી શકુંતલા, કાશ્યપ દાદાને તારા કરતાં આશ્રમનાં ઝાડ ઘણાં લાડકાં હશે એમ મને લાગેછે; કેમકે તું આ જુઈના ફુલ જેવી કોમલ છતાં આ છોડના ક્યારામાં પાણી રેડવાની, તને આજ્ઞા કરી છે.

**શકુંતલા.**—અનસૂયા, હું દાદાનાં કહ્યાથીજ પાણી રેડુંછું એમ સમજીશ માં. આ છોડ મને ભાંડુના જેવા વાહાલા લાગે છે. ( એમ કહી છોડને પાણી પાય છે ).

**રાજા.**—કણ્વમુનિની દીકરી તે આ કે? ખરે, કાશ્યપ* ઋષિમાં કાંઈ ઉંડી પોહોચ હોય એમ જણાતું નથી. નહિ તો આની પાસે આશ્રમ ધર્મ પળાવેજ?

(ઉપેન્દ્રવજા વૃત્ત† )

( ૧૮ )

સ્વભાવથી સુંદર રૂપ આ જે
ઘડાય તે તાપસ કર્મ કાજે ।
ધરે કદી એ અભિલાષ દીસે
ઉમેદ તેમાં ઋષિની ન ખીલે. ॥ ૨૬ ॥

---

* કણ્વ એ કાશ્યપ ઋષિના વંશમાંનો માટે એને કાશ્યપ કરી કહેછે.

† ઉપેન્દ્રવજ્ર વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૧ અક્ષર હોય છે અને બ ચરણ સરખા હોય છે. તેની રચના નીચે પ્રમાણેઃ—

ખરે કરું પંકજ પત્ર ધારે
શમીલતા* છેદન એમ ધારે ।
ન થાય એ છેદન રે! લગાર
વૃથાજ તેવો મુનિનો વિચાર. ॥ ૨૭ ॥

હશે, આ ઝાડને આંતરે રહી બેઠો બેઠો હું જોઈશ (એમ કહી તે પ્રમાણે કરે છે.)

**શકુંતલા.**—સખિ અનસૂયા, પ્રિયંવદાએ આ મારૂં વલ્કલ મને તાણીને પેહેરાવ્યું છે, માટે લગાર ઢીલું કર.

**અનસૂયા.**—ઠીક, (એમ કહી ઢીલું કરેછે).

**પ્રિયંવદા.**—ખીજ તારા જોબનને, જેણે આ તારાં પયોધર મોહોટાં કર્યાં છે મને કાં ખીજે છે?

**રાજા.**—ખરે, એ કહેછે તે વાત સાચી છે.

(માલિની અથવા માનિની વૃત્ત)

(૧૯)

ભર તરુણ અવસ્થામાં છતાં શુદ્ધ કાયા
અખિલ નિજ ન શોભા દાખવે જોગ માયા. ।
સ્તનપર લપટાવી ઓઢતી એ ખભે બે
વલકલ અતિ ઝીણી ગુંથણી ગાંઠ સાથે. ॥ ૨૮ ॥
નવિન વપુતણી છે કાંતિ ખીલી રહેલી
પ્રકટિત નવ થાએ વસ્ત્ર આચ્છાદનેથી. ।

* શમી નામે એક જાતિનું કઠણ ઝાડ છે. એની હિંદુ લોકો દશેરાને દિવસે સાંજની વખતે પૂજા કરેછે અને પૂજા કરી રહ્યા પછી એનાં પાંદડાં લઈ સોનાને ઠેકાણે એક બીજાને વધામણીમાં આપેછે. એ ઝાડના લાકડાંના કડકા એક બીજાની સામે ઘસેથી તેમાંથી અગ્નિ અસલના ઋષિયો ઉત્પન્ન કરતા હતા.

ફુલ કળિ પછવાડે પાંખડી જેમ આવી
રમણિકવપુ એનું ઢાંકતું એ વિટાઇ. ॥ ૨૯ ॥

એનું વય જોતાં વલ્કલ એને અયોગ્ય છે એ ખરૂં છે તથાપિ અલંકાર પેઠે તેને આ દીપાવતું નથી એમ કાંઈ નથી.

( માલિની અથવા માનિની વૃત્ત )

(૩૦)

કમલ ફુલ વિટાયું હોય શેવાલનાથી
રમણિક દિસતું એ તોયના કુંડમાંથી. ।
મલિન કદિ કલંકો ચંદ્રને છે શરીરે
તદપિ સરસ તેથી કાંતિ લાગે રુડી રે. ॥ ૩૦ ॥
અધિક રસિક લાગે વલ્કલેથી જનોને
મધુર શિકલ જેની શું ન શોભેય તેને. *

**શકુંતલા.**—( આગળ જોઈ ) વાયુથી કંપાતાં પલ્લવ રૂપી આંગળીવતી આ કેશર વૃક્ષ મને વેહેલી આવ, વેહેલી આવ, એમ અણસારો કરેછે. માટે તહીં જઈ એની ખબર લેઉં ( એમ કહી પ્રક્રિમણ કરે છે ).

**પ્રિયંવદા.**—અલી શકુંતલા, અહીંજ એક પલકવાર ઉભી રહે.

**શકુંતલા.**—કાં ?

---

* એ પદ પછી કેટલાંએક પુસ્તકમાં નીચે લખેલી બીનાનો શ્લોક છે.

વલકલ અતિ જાડું ઓઢતી આ મૃગાક્ષિ
તદપિ તરુણિ કેરી કાંતિ છે શુદ્ધ સાક્ષિ ।
લગિર પણ ન દીસે કોઇને એમ લાગે
રમણિક અતિ એની કાંતિમાં દોષ આઘે
વિકસિત કમળોનાં હોયછે જેમ દીટાં
લગિર કદિ દિસે જો આકરા વાળ કેરાં ।

**પ્રિયંવદા.**—તું કેશરવૃક્ષ પાસે ગઈ એટલે કેશરવૃક્ષ જાણે લતારૂપી પોતાની સ્ત્રી સાથે યુક્ત થયું હોય એમ જણાયછે.

**શકુંતલા.**—આથીજ ખરેખર તું પ્રિયંવદા ( મિઠું બોલનારી )છું.

**રાજા.**—પ્રિયંવદા શકુંતલાને પ્રિયવાર્તા કેહેછે પણ તે ખરેખરી કહેછે એમાં તો કાંઈ સંદેહ નહી. ખરેખાત. એના.

( આર્યા ગીતિ વૃત્ત )

( ૨૧ )

અધર રંગ કળિ જેવો, કોમળ પલ્લવ પ્રમાણ બે હસ્ત ।
કુસુમ સમાન મનોહર જોબન અંગે તમામ છે મસ્ત ॥ ૩૧ ॥

**અનસૂયા.**—અલી શકુંતલા, આ જુઈની વેલ, જેનું તેં 'વનજયોત્સ્ના' નામ પાડ્યું છે, તે તો આંબાની સ્વયંવર વહુ થાય. એને તેં વિસારી મુકી કે ?

**શકુંતલા.**—એને કેમ વિસારું ? મારા જીવને વિસારું તો એને વિસારું. [ વેલ પાસે જઇને નિહાળી જોઈ ] કેવો અવસર છે કે જુઇની વેલ તથા આંબાનું ઝાડ એ બે એકઠાં મળી ગયાં છે. જુઈની વેલને મોહોરરૂપી જોબન આવ્યું હોય એમ જણાયછે; અને આંબાને ઝીણા ઝીણા પલ્લવ ફુટ્યા છે તેથી એ પણ ઉપભોગ લેવા યોગ્ય થયો હોય એમ જણાયછે ( એમ કહી જોતી જોતી ઉભી છે ).

**પ્રિયંવદા.**—( મોહો મલકાવીને ) અલી અનસૂયા, તું જાણે છે, આ શકુંતલા જુઇની વેલ ભણી તાકીને કેમ જોઈ રહી છે ?

**અનસૂયા.**—ના, રે બેહેન, ખરે, મારા સમજવામાં કાંઈ આવતું નથી. તું કેહેની, કેમ વારું ?

ફુલ કળિ પછવાડે પાંખડી જેમ આવી
રમણિકવપુ એનું ઢાંકતું એ વિટાઇ. ॥ ૨૯ ॥

એનું વય જોતાં વલ્કલ એને અયોગ્ય છે એ ખરૂં છે તથાપિ અલંકાર પેઠે તેને આ દીપાવતું નથી એમ કાંઈ નથી.

( માલિની અથવા માનિની વૃત્ત )

(૨૦)

કમલ ફુલ વિટાયું હોય શેવાલનાથી
રમણિક દિસતું એ તોયના કુંડમાંથી. ।
મલિન કદિ કલંકો ચંદ્રને છે શરીરે
તદપિ સરસ તેથી કાંતિ લાગે રુડી રે. ॥ ૩૦ ॥
અધિક રસિક લાગે વલ્કલેથી જનોને
મધુર શિકલ જેની શું ન શોભેય તેને. *

**શકુંતલા.**—( આગળ જોઈ ) વાયુથી કંપાતાં પલ્લવ રૂપી આંગળીવતી આ કેશર વૃક્ષ મને વેહેલી આવ, વેહેલી આવ, એમ ઓણસારો કરેછે. માટે તહીં જઈ એની ખબર લેઉં ( એમ કહી પરિક્રમણ કરે છે ).

**પ્રિયંવદા.**—અલી શકુંતલા, અહીંજ એક પલકવાર ઉભી રહે.

**શકુંતલા.**—કાં ?

---

* એ પદ પછી કેટલાંએક પુસ્તકમાં નીચે લખેલી બીનાનો શ્લોક છે.

વલકલ અતિ જાડું ઓઢતી આ મૃગાક્ષિ
તદપિ તરુણિ કેરી કાંતિ છે શુદ્ધ સાક્ષિ ।
લગિર પણ ન દીસે કોઇને એમ લાગે
રમણિક અતિ એની કાંતિમાં દોષ આવે
વિકસિત કમળોનાં હોયછે જેમ દીઠાં
લગિર કદિ દિસે જો આકરા વાળ કેરાં ।

**પ્રિયંવદા.**—તું કેશરવૃક્ષ પાસે ગઈ એટલે કેશરવૃક્ષ જાણે લતારૂપી પોતાની સ્ત્રી સાથે યુક્ત થયું હોય એમ જણાયછે.

**શકુંતલા.**—આથીજ ખરેખર તું પ્રિયંવદા ( મિઠું બોલનારી )છું.

**રાજા.**—પ્રિયંવદા શકુંતલાને પ્રિયવાર્તા કેહેછે પણ તે ખરેખરી કહેછે એમાં તો કાંઈ સંદેહ નહી. ખરેખાત. એના.

( આર્યા ગીતિ વૃત્ત )

(૨૧)

અધર રંગ કળિ જેવો, કોમળ પલ્લવ પ્રમાણ બે હસ્ત ।
કુસુમ સમાન મનોહર જોબન અંગે તમામ છે મસ્ત ॥ ૩૧ ॥

**અનસૂયા.**—અલી શકુંતલા, આ જુઈની વેલ, જેતું તેં 'વનજ્યોત્સ્ના' નામ પાડ્યું છે, તે તો આંબાની સ્વયંવર વહુ થાય. એને તેં વિસારી મુકી કે ?

**શકુંતલા.**—એને કેમ વિસારું ? મારા જીવને વિસારું તો એને વિસારું. [ વેલ પાસે જઇને નિહાળી જોઈ ] કેવો અવસર છે કે જુઇની વેલ તથા આંબાનું ઝાડ એ બે એકઠાં મળી ગયાં છે. જુઈની વેલને મોહોરરૂપી જોબન આવ્યું હોય એમ જણાયછે; અને આંબાને ઝીણા ઝીણા પલ્લવ ફુટ્યા છે તેથી એ પણ ઉપભોગ લેવા યોગ્ય થયો હોય એમ જણાયછે ( એમ કહી જોતી જોતી ઉભી છે ).

**પ્રિયંવદા.**—( મોહો મલકાવીને ) અલી અનસૂયા, તું જાણે છે, આ શકુંતલા જુઇની વેલ ભણી તાકીને કેમ જોઈ રહી છે?

**અનસૂયા.**—ના, રે બેહેન, ખરે, મારા સમજવામાં કાંઈ આવતું નથી. તું કેહેની, કેમ વારું?

પ્રિયંવદા.—જે પ્રમાણે વનજ્યોત્સ્ના પોતાને અનુકૂલ પડતા વૃક્ષને પામી તેજ પ્રમાણે મને પણ મનગમતો સ્વામિ મળે તો કેવું સારું એમ એ ઇચ્છેછે.

શકુંતલા.—તું તારે માટે કેહેતી હોય તો કોણ જાણે. એતો તારા મનનો મનોરથ હશે. ( એમ કહી ઘડામાંથી પાણી છાંટે છે ).

રાજા.—કુલપતિથી કોઈ જુદી વર્ણની સ્ત્રીના પેટની આ છોકરી હશે વારું?* એમ હોય તો કેવું સારું કે પછી મને લગ્ન કરવામાં કોઇપાસનું વિઘ્ન આવે નહિ. પણ એ વાતનો સંદેહ ટળ્યો.

---

* વિવાહને વિષયે મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૧૨ તથા ૧૩ મા શ્લોકમાં લખેછે કેઃ—

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्मणि ।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशो वराः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓને પ્રથમ વિવાહ કરતી વેળા પોતાની જાતની કન્યા સાથે વિવાહ કરવો એ ઉત્તમ પક્ષ છે. બીજી વખત જે કામ વૃત્તિથી વિવાહ કરેછે તેને તો નીચેના ક્રમ પ્રમાણે વિવાહ કરવો ઘટેછેઃ—

शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते ।
ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥

શૂદ્રને શૂદ્રનીજ કન્યા સાથે વિવાહ થઈ શકેછે અને વૈશ્યને વૈશ્યની તથા શૂદ્રની કન્યા સાથે વિવાહ થઈ શકેછે. ક્ષત્રિયને પોતાની જાતની તથા વૈશ્ય અને શૂદ્રની કન્યા સાથે વિવાહ થઈ શકેછે અને બ્રાહ્મણને પોતાની જાતની તથા ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્રની કન્યા સાથે વિવાહ થઈ શકેછે. એટલે ઉતરતી વર્ણના પુરુષથી ચઢતી વર્ણની સ્ત્રી સાથે વિવાહ થઈ શકતો નથી પણ પોતાની જાતની અથવા તેથી ઉતરતી વર્ણની કન્યા સાથે થઈ શકેછે.

( ઉપેન્દ્રવજ્રા વૃત્ત )

( ૨૨ )

ખરેખરી ક્ષત્રિય સાથ વર્વા
જણાયછે યોગ્ય કુમારિકા આ ।
મર્યાદવાળું મુજ દીલ કાં જે
વળેછ એના અભિલાષ કાજે. ॥ ૩૨ ॥
કદાપિ સંદેહ જુઠા ખરામાં
પડે જરી સજ્જન ચિત્ત તેમાં ।
મળે ખુલાસો નહિ અન્ય દ્વારે
પ્રમાણ લો અંતર વૃત્તિ ત્યારે. ॥ ૩૩ ॥

તથાપિ ખરૂં શું છે એ વાતની ચોકશી હમણાં કરૂંછું.*

**શકુંતલા.**—અરે, નવ માલિકાને પાણી સિંચતી હતી તેવામાં ઘભરાટનો મારયો ભમરો તેમાંથી નિકળ્યો. તે હવે ત્યાંહાંથી ઉડી મારા મોહો ઉપર ગુણ ગુણ ગુંજાર કરેછે ( એમ કહી ભમરાથી થતી પીડા બતાવેછે ).

**રાજા.**—( એની ભણી સ્નેહથી નિહાળીને ) વાહ! એના તરછોડવામાં પણ એક ઓર તરેહની ખુબી જણાયછે.

* રાજાના મનમાં એમ છે કે એ શુદ્ધ બ્રાહ્મણ વર્ણની કન્યા નથી પણ એનામાં ક્ષત્રિય વર્ણનો અંશ છે. કારણ કેવળ બ્રાહ્મણ વર્ણની એ કન્યા હોય તો મારૂં મન લલચાય નહી અને પાછળથી એ પ્રમાણે માલમ પડેછે. તે એમ કે શકુન્તલા વિશ્વામિત્ર ઋષિની કન્યા અને એ ઋષિનું જન્મચરિત્ર જોતાં વિશ્વામિત્ર મૂળથી ક્ષત્રિય વંશમાંથી ઉત્પન્ન થયેલા પણ તપના બળથી બ્રાહ્મણ જાતિમાં એને ગણતા. એ ઉપરથી માલમ પડેછે કે ઉતરતી વર્ણનો પુરુષ ચઢતી વર્ણમાં પોતાના સદાચરણથી દાખલ થઈ શકતો હતો એટલે કે સાંપ્રતકાળે જે વર્ણભેદ સમજવામાં આવ્યો છે તેવો ભેદ પ્રાચીન કાલમાં ન હતો.

( વંશસ્થવિલ વૃત્ત )

( ૨૩ )

દિશો દિશે જ્યાં ભમરો જઈ અઢે
તહીં તહીં ચંચલ લોચનો ફરે ।
ભયે ચઢાવી ભ્રુકુટી શિખે છ એ
વિલાસ દૃષ્ટિ, ન અનંગ પીડતે. ॥ ૩૪ ॥

( શિખરિણી વૃત્ત. )

( ૨૪ )

વિશેષે કંપાતી અતિ ચપલ એની નયનને
અડી વારંવારે અનુભવ ધરે સ્પર્શસુખનો; ।
વળી એને કાને ગુંણુ ગુંણુ રવે ગુંજ કરતો
દિસે જાણે છાની મદન વિષયી વાત વદતો. ॥ ૩૫ ॥
વળી ઉંચો કર્તી નિજ કર ડરી એ તુજ થકી
અરે! તું તો પીતો અધરરતિસર્વસ્વ ભુરકી ।
અમે જોતા બેઠા યુવતિકુળની શોધ કરતા
રહ્યા વા ખાતા તે, મધુકર, થઇ સિદ્ધિ તુજ તો ॥ ૩૬ ॥

**શકુંતલા.**—આ લુચ્ચો જંપતો નથિ. માટે બીજે કહીંક જાઉં ( એમ કહી થોડાં ડગલાં ચાલીને પાછી નજર ફેરવી જુવેછે ) કેમ, આ તો અહીં પણ આવેછે. અરે! કોઈ મારૂં રક્ષણ કરો, આ લુચ્ચો દુષ્ટ ભ્રમર મને દમ્યાં કરેછે.

**બન્નેજણિયો.**—( મોહો મલકાવી ) અમે કોણ રક્ષણ કરનાર? તારી વારે ધાવાની અમારી એટલી સત્તા નહિ. બોલાવ દુષ્યંતને, કેમકે આ તપોવનને એ રાજાની રક્ષાછે.

**રાજા.**—હવે પ્રગટ થવાનો અવસર આવ્યો છે. બીહીશ માં—( એમ અર્ધું બોલીને મનમાં ) પણ રોહો. પ્રગટ થયો તો મને ઓળખશે કે રાજા છે. ઠીક; હું આ પ્રમાણે કહીશ.

**શકુંતલા.**—( થોડાં ડગલાં આઘી જઈને ) શું અહીં પણ એ મારી પાછળ હજુ આવે છે ?

**રાજા.**—( ઉતાવળો પાસે જઇ )

આર્યગીતિ વૃત્ત )

( ૨૫ )

દુષ્ટ પ્રાણિની શિક્ષા કરવાવાળો પુરૂતણા કુળમાં ।
રાજા રાજ્ય કરેછે પૃથ્વીપર ત્યાં સુધી તપોવનમાં ॥ ૩૭ ॥
કોણ ધરી હિંમત રે ! વિનય તજીને તપસ્વિ કન્યાને ।
કાયર કર્યાં કરેછે, હશે કોણ એ કુભાંડિ આ સ્થાને. ॥ ૩૮ ॥

( સર્વે રાજાને જોઈ જરા ગાભરાં બની ગયાં છે )

**અનસૂયા.**—બીહીવાનું કાંઈ ભારે કારણ નથી. આ તો અમારી પ્રિય સખીને ભમરો પીડા કરતો'તો તેથી એ લગાર બીન્હી હતી ( એમ કહી શકુંતલા ભણી આંગળી કરી બતાવેછે. )

**રાજા**—( શકુંતલાની સન્મુખ ઊભો રહી ) તમારી તપશ્ચર્યા તો તમામ નિર્વિઘ્ને ચાલેછે કેની,

( શકુંતલા ગભરાટને લીધે મુંગી બેશી રહેછે. )

**અનસૂયા.**—આપ સરખા અતિથિના* પધારવાથી સર્વે કુશળ

---

* અસલના વખતમાં પરોણાગત કરવાનો બહુ ચાલ હતો. કોઈ પણ પરોણો ઘેર આવે તો તેનો સત્કાર થતો. મનુ કહેછે કે પરોણાનો સત્કાર કરવા સારૂ જેને ઘેરે તે ઉતર્યો હોય તેને જો કાંઈ મળે નહિ તો નીચે પ્રમાણે તો અવશ્યે આપવું જોઇએ.

**तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।**
**एतान्यपि सतां गेहे नोच्छिद्यंते कदाचन ॥**

તૃણ ( ભોંય ઉપર નાંખી સુવા સારૂ ઘાસ ), જગો, પાણી, વાણી એટલાં વાનાં સજ્જનને ઘેરથી અતિથિ એટલે પરોણા મળવાં જોઇયે.

છે. અલી શકુંતલા, ઘરમાં જઈ ફુલફલાદિક પૂજાની સામગ્રી લેઈ આવ. અહીં પાણી તો છે. તે પગ ધોવા ચાલશે.

**રાજા.**—આટલા તમારા સત્ય અને મધુર વચનમાંજ મારી પરોણાગત વળી ગઈ.

**પ્રિયંવદા.**—ત્યારે આ સપ્તપર્ણ વૃક્ષ નીચે છાયાવાળી શીતલ બેઠક ઉપર ઘડી બેશી વિસામો લેઈ થાક ઉતારશો, મહારાજ?

**રાજા.**—તમે પણ ખરે આ કામ કરી થાકી ગયાં હશો.

**અનસૂયા.**—અલી શકુંતલા, આવા રુડા અતિથિની પાસે બેસવું ઘટારત છે. આવો, અહીં બેશિએ. (એમ કહી સર્વે બેસે છે.)

**શકુંતલા.**—આ પુરુષને જોઈ તપકર્મને વિરુદ્ધ એવો વિકાર મને કેમ થતો હશે, વારૂ?

**રાજા.**—(સર્વ જોઇ) અહા, હા! જેવું તમારૂં સરખે સરખું વય અને સરખે સરખું રૂપ તેવોજ તમારો સમાન સ્નેહ કેવો આનંદ કર્તા છે!

**પ્રિયંવદા.**—અનસૂયા, ખરે આ કોણ હશે, વારું? એમની આકૃતિ ચતુર અને ગંભીર તથા ભાષણ મધુર છે. કોઈ મહા પ્રતાપી પુરુષ હોય એવાં લક્ષણ જણાયછે.

**અનસૂયા.**—મને પણ, બેહેન, કૌતુક લાગેછે. હમણાં એમને પુછુંછું (તાણીને) આપની મધુર વાણીથી મારા મનને ધીરજ આવેછે કે કાંઈ ગાંડું ઘેલું બોલાયું તો રીશ ચડશે નહિ અને પુછવાનું મન થાયછે કે આપ કિયા રાજર્ષિ* વંશનું ભૂષણ છો? અથવા

* રાજર્ષિ એટલે રાજા ક્ષત્રિયવંશનો છતાં તપ, નિયમ ઈત્યાદિથી ઋષિની પદવીને પોંહોંચેલો તે.

આપના વિયોગે કરી કિયો દેશ સંતાપ પામતો હશે? વળી, સુકુમાર થઇને આ તપોવનમાં આવવાનો પરિશ્રમ આપને શું કામ લેવો પડ્યો હશે?

**શકુંતલા.**—( મનમાં ) અરે જીવ! હવે ફિકર કરીશ માં. તારા મનના ઉભરા અનસૂયા કાઢેછે.

**રાજા.**—( મનમાં ) શો જવાબ દેઉં? હું કોણ છું એ કેમ પ્રસિદ્ધ કરું? અથવા હું મારી જાત છાની પણ કેમ રાખું? હશે. હું એને એમ કહીશ. ( તાણીને ) અહો! સૌભાગ્યવતી, પુરુવંશના રાજાએ ધર્માધિકાર જેને સોંપેલો તે હું આ ધર્મારણ્યને વિશે જોવા આવ્યો છું કે તમારી ક્રિયામાં કાંઈ વિઘ્ન તો નડતું નથિ.

**અનસૂયા.**—ત્યારે તો ભાગ્ય ભળ્યાં કે અમ સરખા ધર્માચારિયોને માથે આપ સરખા રક્ષા કરનાર આવ્યા,

( શકુંતલા શૃંગાર લજ્જા કરી બતાવેછે. )

**બન્ને સખિયો.**—( શકુંતલાના તથા દુષ્યંતના મનની વૃત્તિ ભાળી શકુંતલાને કાનમાં ) અલી શકુંતલા, આજ અહીં દાદા ઘર આગળ હોત તો—

**શકુંતલા.**—( રોશમાં ) હોત તો શું થાત?

**બન્ને સખિયો.**—શું થાત શું? એ હોત તો આવા મોહોટા અતિથિને પોતાનો આ સર્વસ્વ જીવનગારો આપી ન્હાલ કરત.

**શકુંતલા.**—જાઓ, જાઓ, તમે બેઉ જણાં એવાંજ છો. કાંઈ કાંઈ મનમાં બુટ્ટો ઉઠાવી યદ્દવા તદ્દવા બરબડો છો. પણ તમારૂં કેહેવું હું લગાર સાંભળનાર નથિ.

**રાજા.**—અમારે પણ આ તમારી સખી વિશે કાંઈ પુછવાનું છે.

**બન્ને સખિયો.**—કરારે પુછો, મહારાજ. એવી અમારા ઉપર કૃપા ક્યાંહાંથી કે તમ સરખા અમને પુછે.

**રાજા.**—ભગવાન્ કાશ્યપ ઋષિ તો નિરંતર તપશ્ચર્યામાં રહી બ્રહ્મચર્ય પાળેછે. એમ છતાં, આ તમારી પ્રિયસખિ એમની દીકરી થાય એ શાથી ?

**અનસૂયા.**—સાંભળો મહારાજ. કૌશિક નામના ગોત્રમાં વિશ્વામિત્ર કરી કોઈ મહા પ્રતાપી રાજર્ષિ હતા.

**રાજા.**—હા. હતા એવું સાંભળ્યું છે, ખરું.

**અનસૂયા.**—તે આ અમારી પ્રિય સખીના બાપ થાય. એની મા એને સૂની મુકી જતી રહી ત્યારથી દાદા કાશ્યપે પાલન પોષણ કરી એને મોહોટી કરી; માટે એઓ એના પિતા થાય.

**રાજા.**—"સૂની મુકી" એ બોલથી મને કૌતુક ભાસ્યું, માટે મૂળથી એ વાત સાંભળવાની ઇચ્છા રાખુંછું.

**અનસૂયા.**—તો ભલે, સાંભળો મહારાજ. પૂર્વે ગોદાવરીતીરે વિશ્વામિત્ર ઋષિ* ઉગ્ર તપ કરતા હતા તેથી ઈન્દ્રાદિ દેવને ડર લાગ્યો કે રખેને એ મહા તપ કરી ઈન્દ્રાસન લેઈ લે. તે ઉપરથી તેમણે મેનકા નામની અપ્સરા ઋષિના નિયમમાં વિઘ્ન પાડવા સારુ મોકલી.

**રાજા.**—ખરે, એમજ છે, કોઇએ અત્યંત તપ સમાધી ચલાવી કે દેવને ભય લાગ્યા વિના રેહેતો નથિ. પછી, પછી.

**અનસૂયા.**—પછી ભર વસંત ઋતુના દિવસ આવી રહ્યા હતા તેવે અવસરે એનું મદોન્મત્ત રૂપ જોઈ—

( એટલું અર્ધું બોલી લજ્જાની મારી અટકેછે ).

**રાજા.**—હાં, હાં, બાકીનું સમજ્યો. સારાંશ એ કે આ કન્યા અપ્સરાના પેટની.

---

* વિશ્વામિત્ર ઋષિની કથા રામાયણના બાલકાણ્ડમાં વિસ્તારીને કહેલી છે.

**અનુસૂયા.**—બાકી શું ?

**રાજા.**—એમજ હશે, નહિ તો,

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

માનવીમાં દિસે કયાંથી આવો સંભવ રૂપનો ।
ન ઉઠે પૃથિવીમાંથી ભભૂકો વિજતેજનો. ॥ ૩૯ ॥

(શકુંતલા ઉધું મોહો ઘાલી બેશી રહેછે)

**રાજા.**—(મનમાં) મારા મનોરથને હવે અવકાશ છે. પરંતુ વર કરવાની એની ઇચ્છા જોઈ સખિઓ એની મશ્કેરી કરતી હતી તે સાંભળી મારા મનમાં જરા શંકા ઉત્પન્ન થાયછે.

**પ્રિયંવદા.**—(મોહો મલકાવી શકુંતલા ભણી જોઇને પછી દુષ્યંતની સામે ઉભાં રહી) કાંઈ કહેવાનું મન કરતા હો એમ જણાયછે.

(શકુંતલા સખિને આંગલીવતી તરછોડેછે)

**રાજા.**—બહુસારૂં થયું તમે મને પાછું પુછ્યું, કેમકે તેનાં રુડાં ચરિત્ર સાંભળવાને મને એટલો અભિલાષ છે કે રહી રહીને પુછવાનું મન થાયછે.

**પ્રિયંવદા.**—તો વિચાર માં કરો. અમસરખાં તપસ્વી જનને પુછવું હોય તે કરારે પુછો.

**રાજા.**—તમારી સખીવિશે એક વાત જાણવા ઇચ્છુંછું.

(વસંતતિલકા વૃત્ત)

(૨૭)

કીધો વિવાહ નથી આ સખિનો તમારી
તે કાલ માત્ર નિજ તાપસ વૃત્તિ જારી ।

શું રાખશે મદન રંગથકી વિરોધી ?
એનો મને હૃદય સંશય છેજ ભારી. ॥ ૪૦ ॥
અન્તા'વતા લગણ શું કરશે મૃગોની
સ્ત્રીસાથ એ, નિકર, સોબત એ કહોની ? ।
એને મને પ્રિય ઘણી હશે હરણી બધી યે
બન્નેતણાં નયન એક સમાન કાંજે. ॥ ૪૧ ॥

**પ્રિયંવદા.**—મહારાજ, ધર્મ આચરવામાં પણ આ અમારી પ્રિયસખિ પરાધીન છે તો બીજી શી વાત કરવી ? તથાપિ અમારા ગુરૂનો એવો સંકલ્પ છે ખરો કે એના લાયક વર મળી આવે તો તેને આપવી.

**રાજા.**—એ મનોરથ પાર પડવો કાંઈ ભારે નથી.

( આર્યાગીતિ વૃત્ત )

( ૨૮ )

પૂર કોડ હઈડા તુજ સંશયનિર્ણય થયો હવે મારો,
સ્પર્શયોગ્ય આ હીરો નિકળ્યો જેનેજ અગ્નિ તેં માન્યો ॥ ૪૨ ॥

**શકુંતલા.**—કેમ વારૂ ? આ પ્રિયંવદા આમ તેમ મનમાં આવે તેવું બકયાં કરેછે તે જઇને માજી ગૌતમીને કહી આવું.

**અનસૂયા.**—અરે, સખિ, આ અતિથિ મહારાજનો બરાબર સત્કાર કર્યાં વિના એમને અધવચ છોડી સ્વચ્છંદથી જતાં રહેવું તને ઘટારત નથી.

( શકુંતલા કાંઈ પણ બોલ્યાવિના ચાલતી થાય છે )

**રાજા.**—( એને ઝાલીને ઉભી રાખવાની ઈચ્છા કરેછે એટલામાં મન ખેંચીને, મનમાં ) અહો ! જેવી કામી પુરૂષની મનોવૃત્તિ તેવીજ તેની ચેષ્ટા પણ.

(આર્યાગીતિ વૃત્ત)

(૨૯)

મુનિ દુહિતા પુઠ જાતાં, સહસા અચકયો ધરી વિનય સાચો ।
સ્થાનથકી ન ઉઠયો પણ જાણે જઇને ફરી વળ્યો પાછો. ॥ ૪૩ ॥

પ્રિયંવદા.—(શકુંતલાને અટકાવીને) અલી બ્હેન, આ વેળા તારે જવું ઘટારત નથી.

શકુંતલા.—(ભૃકુટી ચડાવીને) કાં નહિ, વારૂ ?

પ્રિયંવદા.—હજી બે છોડને પાણી પાવું તારે માથે રહ્યું છે. માટે આવીને એટલા ઋણમાંથી તારા જીવને છોડી પછી જવું હોય તો જા. (એમ કહી બળાત્કારે એને પાછી ખેંચી આણેછે).

રાજા.—અરે, એટલું રહેવા દો. બાપડી વૃક્ષ સીંચી સીંચીને થાકી ગઈ હોય એમ જણાયછે. કારણ,

(શાર્દૂલવિક્રિડિત વૃત્ત)

(૩૦)

બેઠેલા બહુ છે ખભા તરુણિના, હાથેલિયો હાથની
રાતીચોળ થયેલ છે, જળ ભર્યો હાથે ઘડો ઝાલવે; ।
અદ્યાપિ સ્તન કાંપતાં નવ મટે, હાંફે ઘણા શ્વાસથી,
બાઝી છે મુખડા વિશે શ્રમથકી શી જાળ સ્વેદાંબુની ! ॥
તેનો સ્પર્શ થયે શિરીષ ફુલડાં ચોંટી રહે ગાલને
કાનોમાં ખુબરંગથી લટકતાં આ પાસ તે પાસ, રે ! ॥
અંબોડો છટકી પડયો નરમ આ નાડાથકી બાપડી
ઝાલ્યા છે શિરકેશ એક કરમાં એવી દશામાં પડી. ॥ ૪૫ ॥

એનાવતી એટલું દેવું હું વાળુંછું (એમ કહી હાથની અંગુઠી આપવાનું મન કરેછે.)

(બે જણિયો વીંટી ઉપરના અક્ષર વાંચી એક બીજાનાં મોહો સામું જુવેછે)

**રાજા.**—રાજા છું એમ મને જાણતાં નહિ, હો. હું રાજાનું માણસ છું અને આ અંગુઠી રાજાએ મને બક્ષીસ આપી છે.

**પ્રિયંવદા.**—ત્યારે તો આ અંગુઠીને આંગળીએથી કાઢવી ઘટારત નથી. તમારા વચને કરી એ ઋણમાંથી છુટી થઇ. (લગાર હસતે મહોડે) અલી શકુંતલા, આ મહારાજની કૃપાથી તું ઋણમાંથી મુક્ત થઈ. હવે જવું હોય તો જા કરારે,

**શકુંતલા.**—જો મારા કહ્યામાં મારૂં મન હોય તો (તાણીને) તું મને જા કહેનારી કે અટકાવનારી કોણ?

**રાજા.**—(શકુંતલાને જોઇ મનમાં) મારૂં મન એના ભણી વળેલું છે તેવુંજ એનું મન મારા ભણી વળેલું હશે? એમ હોય તો કેવું સારૂં? અથવા એ મનોરથ પાર પડવાને હજુ અવકાશ છે, અરો. કેમકે,

(વસન્તતિલકા વૃત્ત)

(૩૧)

જો કે વદે કદિ ન એ મુજ સાથ વાણી,
દે કાન તોય મુજ ભાષણ એમ જાણી; ।
મારા ભણી મુખ કરી ન ઠરે કદાપિ,
રાખે ન એ નજર અન્ય ભણી તથાપિ. ॥ ૪૬ ॥

(પડદામાં)

અરે! અરે! તપસ્વિયો! આ તપોવનમાંના જનાવરોનું રક્ષણ કરવા પાસે રહેજો. મૃગયા કરનાર રાજા દુષ્યંત અહીં નજીક આવ્યો છે.

(દોહોરા)

(૩૨)

કાંજે અશ્વખરીથકી ઉડે ધૂળ આકાશ ।
તે આશ્રમતરુ પર પડે વલ્કલ જ્યાં ચોપાસ ॥ ૪૭ ॥

ડાળાં પર નાંખેલ છે સુકવવાને કાજ ।
ઋષિએ સ્નાન કરી રહી ભીનાં થયલાં આજ ॥ ૪૮ ॥
જાણે સંધ્યાકાળના ઝાંખા તડકામાંહ ।
તીડતણાં ટોળાં ઉડી આવે પડવા ત્યાંહ. ॥ ૪૯ ॥

( મંદાક્રાન્તા વૃત્ત )

( ૩૩ )

તીવ્રાઘાતે તરુથડ વિષે દાંત બેસી ગયો છે,
વેલાની તો ચરણવિષયે ફાંસ બંધાયલી છે;
નાસે એથી મૃગ તપતણા વિઘ્નની મૂર્તિ જાણે,
ધર્મારણ્યે ગજ રથ ભણી જોઇ બ્હીતો ધસેછે. ॥ ૫૦ ॥

( સર્વે કાન દેઈ જરા ઘભરાયાં હોય એમ જણાયછે ).

**રાજા.**—( મનમાં ) અરે ! છેઃ ! આ તો મને લશ્કર ખોળવા આવ્યું છે તે તપોવનને અડચણ કરેછે. ઠીક, ઠીક. ચાલો પાછા વળિયે.

**અનસૂયા.**—આ અરણ્યવૃત્તાંત સાંભળી અમે જરા વ્યાકુળ થઇ ગયાં છીયે. માટે અમને અમારી પર્ણકુટીમાં જવાની રજા આપશો.

**રાજા.**—કરારે જાઓ. અમે પણ આશ્રમને કાંઇ ઉપદ્રવ નહિ થાય એવો બંદોબસ્ત કરીને જઇશું.

( સર્વે ઉઠીને જાય છે )

**બન્ને સખિયો.**—મહારાજ, તમ સરખા અતિથિની સરભરા અમારાથી મનમાનતી રીતે થઈ નથી તેથી ફરી અહીં આવવાનું આપને કહેવાની અમને શરમ લાગેછે.

**રાજા.**—એમ માં બોલો, બાઇયો. તમારાં દર્શન થયાં એથીજ મને સત્કારનો મહોટો લાભ થયો છે.

શકુંતલા.—આ નવા દર્ભનો ઝીણો કાંટો મારા પગમાં વાગ્યો છે અને મારું વલ્કલ કુરવકની શીખામાં ભરાઈ ગયું છે. માટે એને કાઢું ત્યાં સુધી ઉભી રહે. ( એમ કહી રાજાભણી જોતી જોતી કાંઇ પણ મિષ કાઢી વાર કરી સહિયરો સાથે જાયછે )

રાજા.—હવે મને નગરભણી જવાનું મન થતું નથી. માટે સેવકોને મળ્યા પછી આ આશ્રમની પાસે આવી છાવણી કરીશ. શકુંતલાની નાના પ્રકારની ચેષ્ટામાંથી મારું મન પાછું ખેંચી લેવાને હું સમર્થ નથી. મારું પણ

( આર્યા ગીતિ વૃત્ત )

( ૩૪ )

શરીર આગળ જાએ પાછળ ચિતડું તણાય પરવશ એ, ।
જેમ છેડો રેશમનો ધજા વાયુની દિશાભણી વળવે. ॥ ૫૧ ॥

( ત્યાર પછી સર્વે ઉઠીને જાયછે )

પ્રથમ અંક સમાપ્ત.

# અંક બીજો.

## સ્થલ, તપોવન.

### પાત્ર.

વિદૂષક..................રંગલો અથવા મશ્કરો.
રાજા..................દુષ્યંત.
દ્વારપાળ..................રાજાનો સેવક.
સેનાપતિ..................રાજાના લશ્કરનો ઉપરી.
કરભક..................જાસુદ.
પેહેલો ઋષિ કુમાર...} તપોવનમાં રેહેનારા.
બીજો " ......

વિદૂષક.*—( નિસાસા મુકતો )

**કટાવ.**

નરપતિ સંગ ફસાયો, હું ફસાયો,

નરપતિ સંગ ફસાયો, હું ફસાયો, રમખાણ મચાવે લત લાગી મૃગયાની, રાજાને સોબત મારી, જો! આ હરણું, જો! આ ડુક્કર, જાય ભારી, વનમાં એ દોડી દોડી, અહિં તહિં, ખરે બપોરે, આ વનમાંથી, વાઘ આ! એમ કહીને, ભટકે આછી છાયા વાળી ઝાડી મધ્યે ફરતાં, પેલા વનમાં, ગ્રીષ્મ ઋતુની,

* વિદુષક, રંગલો, મશ્કરો, ઈત્યાદિ નામ નાટકમાં જે પુરુષનાના પ્રકારના ચાળા કરી શ્રોતા જનના અથવા જોનારના મનમાં હાસ્ય ઉત્પન્ન કરે છે તેને લગાડવામાં આવેછે. એ જાતે ઘણું કરીને બ્રાહ્મણ હોય છે અને રૂપમાં વિચિત્ર દેખાયછે. અંગે ખુંધો. આંખે બાડો અથવા કાણો, પગે લુલો અથવા લંગડો, વસ્ત્ર પણ તરેહવાર પહેરેલાં, સારાંશ, એવી શિકલ કરેછે કે જેથી બીજાને સ્વાભાવિક રીતે હસવું ઉપજ્યા વગર રહે નહિ. એતું બોલવું પણ તેવુંજ.

ફરતાં થાકી, પડ્યો નરમ હું, ડુંગરમાંનાં પડતાં ઝરણાં, તેમાં ખરતાં પાન પડ્યાં છે, કોહી ગયલાં તેના રસથી ભામળ પાણી, સ્વાદ કસાણો, તેવાં પાણી પીવાં પડતાં, વનમાં તેની સાથે ફરતાં, નિયમ વગરની વેળાએ તો સરીયા ઉપર ભક્ષ શેકતો, પેટ ભરું છું; ઘોડા પાછળ, દોડી દોડી, ગાતર મારાં, શિથિલ થયાં છે, રાત્રિએ તો, ઘડી શયનનો, જંપ, મળે નહિ. તેવામાં આ, પરોઢ થયું કે, ઉઠે રાંડના, શિકારીઓ તો, વનને ઘેરી લેવા સારુ, કળાહોળ માંડેછે એ તો, જગાડવા ભરનિદ્રામાંથી. બલા એટલે થકી ટળે નહિ. પણ દાઝ્યા પર, ડામ પડે આ, રાજા કાલે, હરણાં પાછળ, દોડી દોડી, ઠેઠ ગયો તે, ઋષિ આશ્રમમાં, પેઠો ત્યાં તો, મારા ભોગે, એણે પેલી ઋષિકન્યા જે, શકુંતલા, તે નિરખી હર્ષે, ત્યારપછી તો, બાપો શેનો, નગર જવાનું, મનમાં આણે! એનું ચિંતન ચિંતન કરતાં, વાહાણું વાતા સૂધી આંખો મીચી નહિ રાજાએ પેલે મારી તો શી ગતિ થશે, હું લુગડાં લત્તાં સજી તૈયારી કરી મળુ, નરપતિને નક્કિ, નરપતિને સંગ ફસાયો, હું ફસાયો. ( એમ કહી લાકડીનો ટેકો રાખી ઉભો રહેછે. )

( પછી રાજા ઉપર કહ્યા પ્રમાણે પરિવાર સહિત આવેછે )

( આર્યા ગીતિ વૃત્ત )

( ૩૫ )

પ્રાપ્ત થવી ન સુલભ એ જાણું મનમાં પ્રિયા ઘણે ભાગે ।
તોપણ ચેષ્ટા કર્તી આશ્વાસન દે મનોરમા રાગે ॥ ૫૨ ॥
આશાં મનસિજ કેરી જો કે પૂરી પડ્યા વિના હજુ છે ।
તોય કાળજાં એનાં હરખાએ એકમેકના ભાવે. ॥ ૫૩ ॥

**રાજા.**—( જરાક મોહો મલકાવીને ) ખરે, કામી પુરુષ, પોતાના મનમાં જેવી ઇચ્છા છે તેજ પ્રમાણે પોતાના ઇષ્ટ જનની પણ તેવીજ વૃત્તિ છે એમ સમજી ઠગાયછે.

(શાર્દૂલ વિક્રીડિત વૃત્ત)

( ૩૬ )

ઓજી પાસ વળેલ તોપણ હતી સ્નેહે ભરી આંખડી
ચાલી મંદ નિતંબના વજનથી રામા વિલાસે ચડી, ।
બોલી રોષભરી વદે સખિ પ્રતિ 'જા માં' કહી રોકવા
સર્વે એ મુજ કાજ ચિન્હ મનમાં કામી જનો માનતા. ॥ ૫૪ ॥

**વિદૂષક.**—અરે ભાઇ! મારા હાથ લાંબા થઈ શકતા નથી. માટે માત્ર મોહોડેથીજ કહુંછું કે જય, જય, મહારાજ!

**રાજા.**—આ અંગ તારું શાથી રહી ગયું?

**વિદૂષક.**—ડાહ્યા તો ઘણા! આંખમાં આંગળી ઘાલી આંસું આવ્યાનું કારણ પુછોછો!

**રાજા.**—ખરે, તારું બોલવું હું સમજતો નથી. માટે ફોડીને વાત કહે.

**વિદૂષક.**—અરે ભાઈ! જ્યારે નેતરનો વેલો વળી જઈ ખુંધાની ચેષ્ટા કરેછે, તે શું પોતાના જોરથી કે નદીના વેગથી?

**રાજા.**—નદીના વેગથી જ.

**વિદૂષક.**—ત્યારે હું આવી દશાને પહોંચ્યો તેનું કારણ આપ પોતેજ.

**રાજા.**—કેમ વારું?

**વિદૂષક.**—કોઈ પણ માણસ જ્યાંહાં સંચરતું નથી એવા જંગલમાં આપ રાજકાર્ય છોડી વનચર થઈ રહ્યા છો અને રોજનેરોજ જંગલમાંનાં જનાવરોની પાછળ લાગવાથી મારાં તો ગાત્ર નરમ થઈ ગયાં છે ને હવે મારૂં શરીર મારે વશ નથી. માટે વિનંતિ કરુંછું કે, મા બાપ, એક દિવસ પણ મને જંપીને બેસવા દ્યો કે વિશ્રા

ફરતાં થાકી, પડ્યો નરમ હું, ડુંગરસાંનાં પડતાં ઝરણાં, તેમાં ખરતાં પાન પડ્યાં છે, કોહી ગયલાં તેના રસથી ભામળ પાણી, સ્વાદ કસાણો, તેવા પાણી પીવાં પડતાં, વનમાં તેની સાથે ફરતાં, નિયમ વગરની વેળાએ તો સરીયા ઉપ્પર ભક્ષ શેકતો, પેટ ભરું છું; ઘોડા પાછળ, દોડી દોડી, ગાતર મારાં, શિથિલ થયાં છે, રાત્રિએ તો, ઘડી શયનનો, જંપ, મળે નહિ. તેવામાં આ, પરોઢ થયું કે, ઉઠે રાંડના, શિકારીઓ તો, વનને ઘેરી લેવા સારુ, કળાહોળ માંડેછે એ તો, જગાડવા ભરનિદ્રા-માંથી. બલા એટલે થકી ટળે નહિ. પણ દાઝયા પર, ડામ પડે આ, રાજા કાલે, હરણાં પાછળ, દોડી દોડી, ઠેઠ ગયો તે, ઋષિ આશ્રમમાં, પેઠો ત્યાં તો, મારા ભોગે, એણે પેલી ઋષિકન્યા જે, શકુંતલા, તે નિરખી હર્ષે, ત્યારપછી તો, બાપો શેનો, નગર જવાનું, મનમાં આણે! એનું ચિંતન ચિંતન કરતાં, વાહાણું વાતા સૂધી આંખો મીચી નહિ રાજાએ પેલે મારી તો શી ગતિ થશે, હું લુગડાં લત્તાં સજી તૈયારી કરી મળુ, નરપતિને નક્કિ, નરપતિને સંગ ફસાયો, હું ફસાયો. ( એમ કહી લાકડીનો ટેકો રાખી ઉભો રહેછે. )

( પછી રાજા ઉપર કહ્યા પ્રમાણે પરિવાર સહિત આવેછે )

( આર્યા ગીતિ વૃત્ત )

( ૩૫ )

પ્રાપ્ત થવી ન સુલભ એ જાણું મનમાં પ્રિયા ઘણે ભાગે ।
તોપણ ચેષ્ટા કર્તી આશ્વાસન દે મનોરમા રાગે ॥ ૫૨ ॥
આશાં મનસિજ કેરી જો કે પૂરી પડ્યા વિના હજુ છે ।
તોય કાળજાં એનાં હરખાએ એકમેકના ભાવે. ॥ ૫૩ ॥

**રાજા.**—( જરાક મોહો મલકાવીને ) ખરે, કામી પુરુષ, પોતાના મનમાં જેવી ઇચ્છા છે તેજ પ્રમાણે પોતાના ઇષ્ટ જનની પણ તેવીજ વૃત્તિ છે એમ સમજી ઠગાયછે.

(શાર્દૂલ વિક્રીડિત વૃત્ત)

( ૩૬ )

બીજી પાસ વળેલ તોપણ હતી સ્નેહે ભરી આંખડી
ચાલી મંદ નિતંબના વજનથી રામા વિલાસે ચઢી, ।
બોલી રોષભરી વદે સખિ પ્રતિ 'જા માં' કહી રોકવા
સર્વે એ મુજ કાજ ચિન્હ મનમાં કામી જનો માનતા. ॥ ૫૪ ॥

વિદૂષક.—અરે ભાઇ! મારા હાથ લાંબા થઈ શકતા નથી. માટે માત્ર મોહોડેથીજ કહુંછું કે જય, જય, મહારાજ!

રાજા.—આ અંગ તારું શાથી રહી ગયું?

વિદૂષક.—ડાહ્યા તો ઘણા! આંખમાં આંગળી ઘાલી આંસું આવ્યાનું કારણ પુછોછો!

રાજા.—ખરે, તારું બોલવું હુ સમજતો નથી. માટે ફોડીને વાત કહે.

વિદૂષક.—અરે ભાઈ! જ્યારે નેતરનો વેલો વળી જઈ ખુંધાની ચેષ્ટા કરેછે, તે શું પોતાના જોરથી કે નદીના વેગથી?

રાજા.—નદીના વેગથી જ.

વિદૂષક.—ત્યારે હું આવી દશાને પહોંચ્યો તેનું કારણ આપ પોતેજ.

રાજા.—કેમ વારુ?

વિદૂષક.—કોઈ પણ માણસ જ્યાંહાં સંચરતું નથી એવા જંગલમાં આપ રાજકાર્ય છોડી વનચર થઈ રહ્યા છો અને રોજનેરોજ જંગલમાંનાં જનાવરોની પાછળ લાગવાથી મારાં તો ગાત્ર નરમ થઈ ગયાં છે ને હવે મારૂં શરીર મારે વશ નથી. માટે વિનંતિ કરુંછું કે, મા આપ, એક દિવસ પણ મને જંપીને બેસવા દો કે વિશ્રામ લેઉં.

રાજા.—(મનમાં) આ આમ બોલેછે. તેમ ઋષિકન્યાનું સ્મરણ થવાથી મારું પણ મન શિકારમાંથી ઉઠી ગયું છે।

( દોહેરા )

( ૩૭ )

બાધી પણછ ધનુષ્યને સજ્યું ચઢાવી બાણ ।
તે તાણી હું હરણનો ન શકું લેવા પ્રાણ. ॥ ૫૫ ॥
કાંજે પ્રિયાતણો કરી એ હરણાંએ સંગ ।
કળા આંખલટકાતણી શિખવી ધરી ઉમંગ. ॥ ૫૬ ॥

વિદૂષક.—(રાજાનું મોહો જોઈ) આપના મનમાં કાંઈ પણ ઘોળાયા કરેછે. મારે તો અત્યારલગી વગડામાં રડ્યા જેવું થયું. કોણ સાંભળે ?

રાજા.—(જરા મોહો મલકાવી) બીજું તો શું મનમાં હોય, વારું? મિત્રના વચનને ઓળંગવું ન જોઇએ. એમ વિચાર કરતો બેઠો છું.

વિદૂષક.—ઘણું જીવો. ( એમ કહી ખસવાનું મન કરેછે )

રાજા.—અરે ભાઈ, ઉભો રહે. બાકીનું વચન તો સાંભળ.

વિદૂષક.—આજ્ઞા મહારાજ.

રાજા.—જરા વિશ્રાંતિ મળે તો એક વગર મેહેનતના કામમાં તારે મને સહાય થવું પડશે.

વિદૂષક.—શું લાડુબાડુ ખાવામાં !.

રાજા.—તે તને કહીશ.

વિદૂષક.—હમણાં નહિ તો ક્યારે ?

રાજા.—કોણ એ ?

દ્વારપાલ.—( આવીને ) આજ્ઞા, મહારાજ.

રાજા.—અરે રૈવતક ! સેનાપતિને બોલાવ.

**દ્વારપાલ.**—ભલે મહારાજ, ( એમ કહી સેનાપતિને લેઇ પાછો આવી ) પાસે આવો, મહારાજ આજ્ઞા કરવાને આણી પાસ નજર કરી ઉત્કણ્ઠ થઈ રહ્યા હોય એમ જણાયછે.

**સેનાપતિ.**—( રાજાને જોઇ ) મૃગયામાં અવગુણ કહેલા છે ખરા, પણ સ્વામિને તો એથી કેવળ ગુણ થયો છે; કેમકે, આપ તો

( માલિની અથવા માનિની વૃત્ત )

( ૩૮ )

પ્રતિ દિવસ ધનુષ્‌ની દોરને તાણવાથી,
કઠણ બહુ થયા છો અંગના ઘાસવાથી. ।
રવિકિરણ ખમોછો, સ્વેદ* લેશે ન લાગે
ફર ફર કરવાથી રાનને ઠેઠ ભાગે. ॥ ૫૭ ॥
કૃશ કદિ થઈ કાયા અંગના માંસત્યાગે,
પણ દિલ વળવાથી તે ઘટારો ન લાગે ।
ગિરિ ઉપર ફરંતો હસ્તિ જાણે કરારે,
ત્યમ બહુ બળ મ્હાલે અંગમાં તેજ મારે. ॥ ૫૮ ॥

( પાસે આવી ) જય, જય, સ્વામિ ! અરણ્યમાંનાં જનાવરનાં ઠેકાણાં ખોળી કાઢયાં છે, હવે બેશી કેમ રહ્યા છો ?

**રાજા.**—આપણા મિત્ર માધવ્યે મૃગયાની નિંદા કરી કરી મારૂં મન તે ઉપરથી કેવળ ઉતારી નાખ્યું છે.

**સેનાપતિ.**—( વિદૂષકને કાનમાં ) તું ખલેલ નાંખવામાં ચુકતો માં, ભાઈ. હું સ્વામિની પ્રકૃતિ જોઈ તે પ્રમાણે વર્તિશ. ( તાણીને ) આ મૂર્ખો, શું યદ્દવા તદ્દવા બોલેછે ? આપ પોતે પોતાના ઉપરથીજ જોશો કે શિકારમાં કેવો ગુણ રહ્યો છે. જુવો, મહારાજ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

(૩૯)

મેદચ્છેદ* થવા થકી ઉદર તો થાયે ઘણું પાતળું,
અંગે ચંચલતા વધે લઘુપણું વ્યાપે વિશેષે ભલું. ।
પ્રાણીમાંહ વિકાર ક્રોધ ભયના નાના પ્રકારોતણા
દેખાયે વનમાં શિકાર કરતી વેળા ન તેમાં મણા. ॥ ૫૯
તાકેલાજ નિશાનમાં જઇ પડે જો બાણ ધન્વીતણું, ।
ને જો તેજ નિશાન હોય ફરતું ફાંફાં ઘણાં મારતું,
ત્યારે પારધ ધન્ય ધન્ય યશને પામે ઘણો હર્ષ જો,
મિથ્યા દોષ શિકારને વ્યસનનો. દે હર્ષ એવો કિયો? ॥ ૬૦ ॥

વિદૂષક.—(રોષમાં) જા! જા! ખેલાડી! રાજાની શુદ્ધિ ઉઘડી છે. તારે જોઇએ તો કરારે આ રણમાંથી પેલા રણમાં ફરતો ફર, કે પછી કોઈ માણસના નાકના લોભી એવા ઘરડા રીંછના મોહોમાં તું આવી પડે.

રાજા.—રૂડા સેનાપતિ, હમણાં તો આ આશ્રમના પડખામાં બેઠા છિયે. માટે આ અવસરે તો તમારૂં વચન માન્ય કરી શકતો નથી. હમણાં તો

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

(૪૦)

છો ડોળે મહિષા તળાવ જલને શૃંગો પછાડે ભલે.
છાયામાં મૃગનાં તમામ જુથલાં છો ચાર ચાવ્યાં કરે. ।
છો એ નાગરમોથને જુથ મળી ભુંડો ખણે કુંડમાં,
છો વિશ્રામ કરે છુટું ધનુષ આ દોરીતણા બંધથી. ॥ ૬૧ ।

* ચરબીનો ઘટાડો.

**સેનાપતિ.**—જેવી મહારાજની ઇચ્છા.

**રાજા.**—ત્યારે આગળ જઇ પહોચેલા વન ઘેરનારા શિકારિયોને પાછા વાળો અને આપણા લશ્કરમાંનું કોઈ પણ આ તપોવનને અડચણ કરે નહિ એવી સાફ મના કરજો. જુવો,

( ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત* )

( ૪૧ )

શાંતિતણી શક્તિ પ્રધાન જેમાં
એવા રુડા શુદ્ધ તપોધનોમાં ।
છે તેજ છાનું નવ કોઈ જાણે
બાળી મુકે એવિજ આગ જાણે. ॥ ૬૨ ॥
અંગે અડેથી અતિ શીત લાગે
એવા રુડા સૂર્યમણિ પ્રમાણે ।
પડે પરાયાતણું તેજ જ્યારે
પ્રકાશ પામે નિજ તેજ ત્યારેં. ॥ ૬૩ ॥

**સેનાપતિ.**—જેવી સ્વામિની આજ્ઞા.

**વિદૂષક.**—જા, રે, જા, દાસીજાયા. હવે તારા ઉત્સાહની વાત અફળ ગઇ.

( સેનાપતિ ઉઠીને જાયછે )

---

* એ વૃત્તની રચના નીચે પ્રમાણે.

⏓ – ⏑ – – ⏑ ⏑ – ⏑ – –

† આ ઉપરથી જણાય છે કે કાલિદાસની વખતમાં કાચ ઈત્યાદિ મણિમાં તેજપરાવર્તન કરનારા ગુણ છે એ વસ્તુધર્મ હિંદુઓમાં જાણીતો હતો. બીજા કવિયો પણ એવી ઉપમાનો ઘણી વખત ઉપયોગ કરેછે. સૂર્યમણિ અથવા સૂર્યકાંત એ એક જાતનો કાચ થાયછે.

રાજા.—( સેવકો ભણી જોઈ ) આ મૃગયા વસ્ત્ર કાઢી લો અરે રૈવતક! તું પણ નિધા રાખી ચોકી કરજે.

સેવકો.—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી જાયછે )

વિદૂષક.—આ બધી બલા માખિયોની પેઠે બણબણ કરતી હતી તેને કાઢી મુકી, તો હવે પેલા પથ્થરની તળવટ ઉપર બેસો ત્યાંહાં ઝાડની છાયાનું માથે છત્ર છે. હું પણ તહીં સુખે જરા બેસું

રાજા.—તમે પેહેલાં આગળ જઇને બેસો.

વિદૂષક.—ઠીક, ચાલો.

( બન્ને જણ પરિક્રમણ કરી બેસેછે )

રાજા.—સુંદરમાં સુંદર વસ્તુ જયાંહાં લગી તેં જોઈ નાં ત્યાંહાં લગી, ભાઈ, એમ જાણજે કે તને આંખ્યો આપી તે ન આપ્યા બરોબર છે.

વિદૂષક.—આપ સાક્ષાત્ મારી આગળ ઉભા છો ત્યાંહાં મારે જોવાનું શું બાકી રહ્યું છે.

રાજા.—સઉને પોતપોતાનું પ્રિય લાગેછે. પણ હું તો આ આશ્રમના આભૂષણરૂપ શકુંતલા વિષે બોલુંછું.

વિદૂષક.—( મનમાં ) ગમે તે હો. હું એને ફાવતું બોલવા દેવાનો અવસર આણી આપનાર નથી ( તાણીને ) તમારા કેહેવા પ્રમાણે તપસ્વિની કન્યા એ હોય તો તેનું માંગણું શાસ્ત્ર પ્રમાણે થઈ શકે નહિ; અને જ્યારે માંગણું ન થાય ત્યારે એને જોયામાં શો માલ?

રાજા.—ભાઈ, તરછોડવા જેવી વસ્તુ હોય તો તેમાં પુરુવંશમાંના પુરુષનું મન કદિ જાય?

(આર્યા ગીતિ વૃત્ત)

(૪૨)

મુનિદુહિતા કહે'વાઇ પણ છે દેવાંગનાતણી પુત્રી ।
ઋષિને માત્ર જડી એ માએ સૂની મુકી હતી ચતુરી. ॥ ૬૪ ॥
જુઇતણું ફુલડું આ નાજુક ઉખડી ખરયું શું ડાળેથી,
પડયું આકડા પર તે શિથિલ ડાંખળી થવે મથાળેથી. ॥ ૬૫ ॥

**વિદૂષક.**—જેમ કોઇને ગળ્યા ખજુર ઉપરથી ભાવ ઉઠી આંબલીની રુચિ થાય તે પ્રમાણે અંતઃપુરની રત્ન સરખી સ્ત્રીઓને મુકી આ વગડામાં રહેનારી શકુંતલા ઉપર તમારું મન દોડેછે.

**રાજા.**—એને જોઈ નથી તેથી એમ બોલેછે.

**વિદૂષક.**—એને જોઇને જ્યારે આપ સરખાને વિસ્મય લાગેછે ત્યારે તો ખરેજ એ રમણીય હશે.

**રાજા.**—ભાઈ, ઝાઝું કહેવામાં શો માલ!

(વસન્તતિલકા વૃત્ત)

(૪૩)

એની છ પછી ચ[illegible] ચિત્ર વિશે વિધાતે
કાઢી કરી વ[illegible] ચેતન યોગ સાધ્યો? ।
કિંવા કરી [illegible]કલ સુંદર રૂપગોળો
ચિત્તે ધરી યુવતિ ઘાટ રચ્યો રૂપાળો ॥ ૬૬ ॥
માયા અલૌકિક મને નજરે દિસેછે
સ્ત્રીરૂપરત્નરચના અતિ શ્રેષ્ઠ આ છે, ।
જોતાં શરીર વિષયે અતિ શુદ્ધ કાંતિ,
બ્રહ્માતણી બહુ વિચિત્ર તથા વિભૂતિ. ॥ ૬૭ ॥

વિદૂષક.—એમ હોય તો બધી રુપવતી સ્ત્રીઓ એના આગળ કાંઈજ નથી.

રાજા.—મારા મનને વિશે તો એમજ છે, ખરે.

( શિખરિણી વૃત્ત )

( ૪૪ )

દિસે કન્યા રુપે ફુલડું અણસુંઘ્યું હજુ જને
નખેથી જાણે એ કળિ કદિજ ચુંટાઈ ન વને ।
ખરા પાણીવાળું તરત છિપમાંથીજ નિસર્યું
હશે મોતી તાજું ઉજળુ અણવીંધેલ ચિકણું. ॥ ૬૮ ॥
વળી જાણે એ તો નવિન મધ છે શુદ્ધ મિઠડું
નથી કોયે એનું અમૃત રસ આસ્વાદન કર્યું.
જુઓ આ બાળાનું મળ રહિત સૌન્દર્ય ઝળકે
ખરે જાણે પૂરા અવર ભવનું પુણ્યફળ એ ॥ ૬૯ ॥
કિઓ આ કન્યાનો અભિલષિત એવો નર હશે
ન જાણું જે ભોક્તા વિધિ પણ કિયાને નિયમશે. ॥ ૭૦ ॥

વિદૂષક.—ત્યારે તો એની વેહેલોલુંછું. ફરી લો. નહિ તો રખેને એ કોઈ ઇંગુદિનું તેલ ઘાલનારા માથાવળા તપસ્વિને હાથ પડે.

રાજા.—બિચારી પરવશ છે. વળી, એના પિતા ઘેર નથી.

વિદૂષક.—હવે એની નજર ઉપરથી તમારી તરફ પ્રીતિ કેવી જણાયછે?

રાજા.—વનમાં ઉછરેલી તનસ્વિકન્યાઓ સ્વભાવે ઘણી ગરીબ હોયછે. તેટલું છતાં પણ,

( દ્રુતવિલમ્બિત વૃત્ત )*

( ૪૫ )

યુવતિ સન્મુખ પંડ ઉભીજ કે
નજર અન્ય ભણી કરતીજ તે ।
મુખ પછી બહુ એ મલકાવતી
અવર બાનુ કરી બતલાવતી. ॥ ૭૧ ॥
વિનયથી મનનો ચટકો, અરે!
મુજ મને અટકીજ રહ્યો ખરે
મદન લાગટ ના પ્રગટી શકી
ત્યમ ન ગુપ્ત રહ્યો પણ એથકી. ॥ ૭૨ ॥

**વિદૂષક.**—ત્યારે શું તમને જોતાંવાંતજ તમારા ખોળામાં આવાને બેસે?

**રાજા.**—પછી અમારો એકમેકનો વિયોગ થવા લાગ્યો ત્યારે પણ શરમાળ છતાં એણે મારી ભણી પોતાનો ભાવ બતાવ્યો. તે એવી રીતે કે

( વસંતતિલકા વૃત્ત )

( ૪૬ )

ચાલ્યા પછી અમુક એ ડગલાં કૃશાંગી,
માર્ગે ઉભી વગર કારણ છેક આવી।
વાગ્યો, અરે! દરભનો મુજ પાગ કાંટો
પાડ્યો નિમિત્ત ન છતાં ખુબ એમ ઘાંટો. ॥ ૭૩ ॥

---

* દ્રુતવિલમ્બિતના પ્રત્યેક ચરણમાં ૧૨ અક્ષર હોયછે તેની રચના નીચે પ્રમાણે:—

⏑ ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ –

મારા ભણી તરુણિએ મુખ ફેરવીને
શાખા વિશે તરુતણી નિજ વલ્કલોનો ।
છેડો ભરાઇ ગયલો ન તથાપિ જાણે
લાગી ભરાઈ ગયલો ત્યમ છોડવાને. ॥ ૭૪ ॥

વિદૂષક.—ત્યારે બાંધો ભાથુ*ને થાઓ તૈયાર. જાણ્યું એ તો, આ તપોવન મટાડીને તમે એને મોજ શોખની સુખવાડી બનાવી દીધી.

રાજા.—કેટલાએક તપસ્વિઓ મને ઓળખે છે. માટે શો મસ કાહાડી આશ્રમસ્થાનમાં જાઉં ? કાંઇ ઉપાય ખોળી કાઢું.

વિદૂષક.—બીજો શો મસ જોઇએ? આપ રાજા ખરા કે નહિ?

રાજા.—તેમાં શું?

વિદૂષક.—કહો કે અમારા છઠ્ઠા† ભાગના ધાન્યની ખંડણ આપો.

---

* ભાથુ એ શબ્દ સંસ્કૃત 'पाथेयं" ઉપરથી નિકળ્યો જણાય છે. पाथेय એટલે 'पथ', ઇંગ્લિશ (Path), માર્ગસમ્બંધી. પ્રાકૃતમાં पाथेयं શબ્દમાંથી 'प નો 'ભ' થયો અને છેલો વર્ણ નિકળી જઈ 'એ' નો 'ઉ' થઇ 'ભાથુ' શબ્દ થયો હોય એમ જણાય છે. વિદૂષક જાતે બ્રાહ્મણ એટલે ખાવા વિશે એની કાળજી ઘણી બતાવે છે.

† મનુસ્મૃતિના સાતમા અધ્યાયના ૧૩૦, ૧૩૧, ૧૩૨ તથા ૧૩૩ શ્લોકમાં રાજાએ પોતાની પ્રજા પાસેથી કર લેવા વિશે સ્મૃતિકાર લખે છે કેઃ—

पंचाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥
आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषां ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥
पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ।
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च

**રાજા.**—અરે મૂર્ખ! એમ તેં કહેવાય? આ તપસ્વિઓ તો મને જુદાજ પ્રકારની ખંડણી આપે છે, એવી કે રત્નના ઢગલા પડતા મુકી એની ઈચ્છા કરીએ. જો,

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૪૭)

રાજાને ખંડણી જેગું ચારે વર્ણોથકી મળે ।
દ્રવ્ય જે ફલ રક્ષાનું નાશવંત ન એ રહે. ॥ ૭૫ ॥
ઋષિયો અમને દેછે અંશ છઠ્ઠો તપોતણો
તે કદા નાશ ના પામે એમાં છે શ્રેષ્ઠ એ ગુણો ॥ ૭૬ ॥

(પડદામાં)

અરે, કૃતાર્થ થયાં.

**રાજા.**—આ ધીર અને શાંત સ્વર ઉપરથી જણાય છે કે કોઈ તપસ્વિઓ આવતા હશે.

**દ્વારપાળ.**—(આવીને) જય, જય, મહારાજ! બે ઋષિકુમાર દેવડી પાસે આવી ઉભા રહ્યા છે.

---

म्रियमाणोप्याददीत न राजा श्रोत्रियात्करम् ।
न च क्षुधाऽस्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ॥

રાજાએ (કર લેવો તેમાં) પશુ તથા સોના ઉપર પચાસમો હિસ્સો અને ધાન્ય ઉપર આઠમો, છઠ્ઠો અથવા બારમો હિસ્સો લેવો અને ઝાડ, માંસ મધ, ઘી, સુગંધિ પદાર્થ તથા વનસ્પતિ, તથા રસરૂપ પદાર્થ, તથા ફુલ, તથા ફળ, મૂળિયાં, પાંદડાં, શાક, તૃણ, ચામડુ અને લીલાં પાંદડાં તથા માટીનાં વાસણનો તથા સર્વ પથરનાં વાસણનો છઠ્ઠો ભાગ લેવો. ધનવિનાનો (પોતે) થઈ ગયો હોય તોપણ રાજાએ બ્રાહ્મણ પાસેથી કર લેવો નહિ અને એના દેશમાં રહીને બ્રાહ્મણે ભુખે મરવું નહિ.

રાજા.—તો લાગલા આવવા દે.

દ્વારપાળ.—આવવા દેઉં, મહારાજ, (એમ કહી બાહાર જઇ ઋષિકુમારને સાથે લાવી ) આ બન્ને આવ્યા.

( બેઉ જણા રાજાને નિહાળી જુવે છે )

પેહેલો.—અહો ! કેવું શરીર તેજસ્વિ છે ! તથાપિ સામાના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરે એવું છે. અથવા આવા ઋષિ સરખા રાજાને એમજ જોઇએ, કેમકે

( મન્દાક્રાન્તા વૃત્ત )

( ૪૮ )

રૂડો જે આશ્રમ સરવને ભોગ્ય એમાં રહીને
ધર્માત્મા આ તપ બહુ કરે ભેગું રક્ષા કરીને, ।
સ્વર્ગે આ સંયમિતણુ વદે નામ ગંધર્વ* જોડું
લેખી એને મુનિ અધિકમાં 'રાજ' પૂર્વે ઉમેરી. ॥ ૭૭ ॥

બીજો.—શું ઇંદ્રના મિત્ર દુષ્યંત કેહેવાયછે તે આજ કે ?

પેહેલો.—બાકી શું ?

બીજો.—ત્યારેજ તો.

( મન્દાક્રાન્તા વૃત્ત )

( ૪૯ )

લાંબા જેના કર નગરના દ્વારની ભોગળો છે,
એવા જે આ નરપતિ બધી શ્યામ રંગી સમુદ્રે ।
ઘેરાએલી અવનિ ઉપરે રાજ ભારે કરેછે,
એમાં છે શું અચરત, જુઓ, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ એ છે. ॥ ૭૮ ॥

---

* ગન્ધર્વ એટલે સ્વર્ગમાં રહી ગાયન કરી ઇન્દ્રનું તથા બીજા દેવનું મનરંજન કરનાર દેવયોનિ.

આશા રાખે સકલ અમરો વૈરભાવે રહેલ
દૈત્યોથી, જો રણભૂમિતણો થાય ઉભો પ્રસંગ,
જ્યા બાંધેલા ધનુષથકી આ આકરા ધન્વી કેરા
ને વજ્રેથી સુરપતિતણા વૈરીને જીતી લેવા. ॥ ૭૯ ॥

બન્નેજણા.—(પાસે જઇ) જય, જય, મહારાજ.

રાજા.—(આસન ઉપરથી ઉઠીને) તમો બન્નેને નમસ્કાર.

બન્નેજણા.—કલ્યાણ થાઓ. (એમ કહી ફળ અર્પણ કરેછે)

રાજા.—(પ્રણામપૂર્વક લેઈ) શી આજ્ઞા છે એ જાણવા ઈચ્છુંછું.

બન્નેજણા.—આ આશ્રમ મધ્યે રહેનારાને એવું વિદિત થયુંછે જે આપ અહીં પધાર્યાછો. માટે મહારાજને આટલી પ્રાર્થના છે.

રાજા.—શી આજ્ઞા છે?

બન્નેજણા.—મહારાજ, કણ્વ મહર્ષિ ઘેર નથી તેથી રાક્ષસો યજ્ઞકર્મમાં વિઘ્ન કરેછે. માટે કેટલીએક રાત અહીં રહી, સારથીને સાથે રાખી, આ આશ્રમનું રક્ષણ કરો તો બહુ સારૂં.

રાજા.—મારા ઉપર મોહોટી કૃપા કરી.

વિદૂષક.—(કોરે રહી) ભાવતું'તું ને વૈધ્યે કહ્યું. આવી પ્રાર્થના તો તમને અનુકુળજ છે.

રાજા.—(મોહો મલકાવી) અરે! રૈવતક, મારી આજ્ઞાથી સારથીને કહે કે ધનુષબાણસહિત રથને અહીં આણે.

દ્વારપાળ.—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહીને જાયછે)

બન્નેજણા.—(હરખાઇને)

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૫૦)

સંપ્રદાયે વડીલોના ચાલનારા તમે સદા ।
તેને તો યોગ્ય છે આવા ચાલથી વર્તવું રુડા. ॥ ૭૯ ॥

આપત્તિમાં પડેલાને, દેવા અભયદાન આ, ।
પુરુના વંશજો શૂરા સ્થાપેલા મૂળથી દિસે. ॥ ૮૦ ॥

રાજા.—(નમસ્કાર પૂર્વક) તમે આગળ જતા થાઓ; હું પાછળથી આવ્યો.

બન્નેજણા.—જય જયકાર થાઓ. (એમ કહીને જાયછે)

રાજા.—અરે માધવ્ય, તને શકુંતલા જોવાનું મન છે?

વિદૂષક.—પેહેલાં તો મને ભરપૂર ઈચ્છા હતી પણ હમણાં આ રાક્ષસોનું વર્તમાન-સાંભળ્યું ત્યારથી એક બિંદુ માત્ર મન રહ્યું નથી.

રાજા.—બીહીશ માં, મારી પાસે રહેજે.

વિદૂષક.—ત્યારે તો મને તમારા ચક્રની રક્ષા છે.

દ્વારપાળ.—(આવીને) રથ જોડી મુકયો છે અને આપને વિજય ભૂમિ ભણી લેઈ જવા તયાર છે પરંતુ નગરથી કરભક નામનો ખેપિઓ માજીનો સંદેશો લેઇને આવ્યો છે.

રાજા.—(આદરપૂર્વક) કાં, માજીએ મોકલ્યોછે?

દ્વારપાળ.—હા, મહારાજ.

રાજા.—ત્યારે એને આવવા દેની.

દ્વારપાળ.—ઠીક, મહારાજ–(એમ કહી બહાર જઈ કરભકને લેઈ પાછો આવેછે) આ મહારાજ બેઠા. આમ આગળ આવ.

કરભક.—જય-જય, મહારાજ! માજીએ કહેવરાવ્યુંછે કે આજથી ચોથે દિવસે ઉપવાસનાં પારણાં છે; માટે ચિરંજીવીએ આવીને અવશ્ય અમારી સંભાવના કરવી.

રાજા.—જોયું આ? આણી પાસ આ તપસ્વિ લોકોનું કાર્ય છે અને આણીગમ માજીની આજ્ઞા. બન્ને કાર્ય કર્‌યા વિના છુટકો નથી. તો આ ઠેકાણે કેમ વર્તવું?

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૫૧)

ભિન્ન ભિન્ન સ્થળોમાં છે કાર્ય જે કરવાં મને ।
તે થકી મન વ્હેંચાઈ જાયછે બેઉ બાજુએ ॥ ૮૧ ॥
જે પ્રમાણે ખરાબાનો આચકો ખાઇને ફરે ।
પાછો નદીતણો ઓઘ કરિને માર્ગ એ ખરે. ॥ ૮૨ ॥

વિદૂષક.—ત્રિશંકુ*ની પેઠે મધ્યે રહો.

રાજા.—ખરે, મારું ચિત્ત આકુલ વ્યાકુલ થઈ ગયું છે. કાંઈ સુઝતું નથી. (વિચાર કરીને) ભાઇ, માજી તને પુત્ર સમાન ગણેછે. માટે અહીંથી જઈને માજીને કહે કે દુષ્યંતનું ચિત્ત તપસ્વિના કાર્યમાં લાગેલું છે માટે પુત્રસ્થાને હું આવ્યો છું.

વિદૂષક.—એ તો ઠીક; પણ એમ ન જાણતા કે હું રાક્ષસથી બીહી ગયો તેથી જવાની હા કહુંછું.

---

* ત્રિશંકુ એ સૂર્યવંશી રાજા હતો. રામાયણના બાલકાંડમાં એની કથ છે. તેમાં એનેવિશે એવું લખેલું છે કે એ ધાર્મિક રાજા હતો. એક વખત એની એવી ઇચ્છા થઈ કે મહાયજ્ઞ કરી સ્વર્ગે પોહોચવું. એ વિચારથી એણે વસિષ્ઠ ઋષિને યજ્ઞસમારંભ કરવાની વિનંતી કરી પણ વસિષ્ઠે ના કહી. તે ઉપરથી એ વિશ્વામિત્ર ઋષિ પાસે ગયો. વિશ્વામિત્રે યજ્ઞ કરવાની હા કહી અને તે સારૂ સર્વ દેવને યજ્ઞ સમારંભ વેળા આવવાનુ આમંત્રણ દીધું પણ કોઇ આવ્યા નહી. તે ઉપર વિશ્વામિત્રે કોપાયમાન થઈ પોતે ત્રિશંકુને પોતાની શક્તિથી સ્વર્ગમાં મોકલી દીધો. પણ તહીં રાજા આવ્યો એટલે ઇન્દ્રાદિ દેવે એને હેઠે પછાડી નાખી દીધો. નીચે આવતાં આવતાં વિશ્વામિત્રે અધવચ અટકાવ્યો. તેથી આકાશ અને પૃથ્વી વચ્ચે એ રાજા લટકતો રહ્યો અને નક્ષત્રમાં એની ગણના થઈ.

રાજા.—( મોહો મલકાવીને ) અરે, મહા બ્રાહ્મણ, તારે વિશે એવી કલ્પના સંભવે ?

વિદૂષક.—રાજાનો નાહાનો ભાઈ જતો હોય તેમ હું જવાનો.

રાજા.—આ તપોવન કાંઈ અડચણ ન થાય માટે તમામ લશકરને પણ હું તારી સાથે મોકલીશ.

વિદૂષક.—( ગર્વમાં ) ત્યારે તો હવે હું યુવરાજ થયો તો.

રાજા.—( મનમાં ) આ બ્રાહ્મણ બચ્ચાનું કાંઇ ઠેકાણું નથી; વખતે શકુંતલાવિશેની વાર્તા રખેને એ કહી દે. હશે. હું એને એમ સમજાવીશ તો. ( વિદૂષકનો હાથ ઝાલી, તાણીને ) ભાઈ, ખરેખાત, ઋષિના મહત્વને લીધે મારે અહીં આશ્રમ ભણી જવું પડેછે. સાચું કહુંછું. કાંઈ તપસ્વિ કન્યા શકુંતલાને વિષયે મારો અભિલાષ છે માટે જાઉંછું એમ જરાએ સમજતો નહિ હો. જો,

( આર્યાગીતિ વૃત્ત )

( ૫૨ )

આગે ક્યાં અને ક્યાં આ હૃદયે જેને સ્ફુર્યો નથી કામ,
હરણુતણાં બાળકમાં ઉછરી મોટી થઇછે આ ઠામ. ॥ ૮૩ ॥
મારે એની સાથે લેવા દેવા ન કાંઈ ખુણ સમજો
પરિહાસમાં કરી મેં વાત એ તણી રખે ખરી લેખો ॥

વિદૂષક.—એમાં શું કહેવું ?

( એમ કહી સર્વ ઉઠીને જાયછે )

બીજો અંક સમાપ્ત.

# અંક ત્રીજો.

## સ્થળ, તપોવન.

### વિષ્કંભક*

( યજ્ઞને સારૂ દર્ભ લેઈને યજમાનનો શિષ્ય આવેછે )

**શિષ્ય.**—અહો, દુષ્યંત રાજાના પ્રતાપની શી વાત! એમણે આશ્રમમાં પગલું મુક્યું કે સર્વે કાર્ય નિર્વિઘ્ને ચાલવા લાગ્યાં.

( શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત )

( ૫૩ )

વાત શી બાણ તાકયાની? જયા શબ્દેથીજ દૂરથી, ।
હુંકારે ધનુના જાણે વિઘ્નોનો નાશ એ કરે. ॥ ૮૫ ॥

આ યજ્ઞકુંડ ઉપર પાથરવાને યજમાન સારૂ દર્ભ લેઈ આવું.

( પરિક્રમણ કરીને આકાશ સામું જોઇ ) અરે પ્રિયંવદા, આ વિરણવાળામિશ્રિત ચંદન તથા ડીટાંસહિત કમળપત્ર કોને સારૂ લેઈ ચાલી?

( ઉત્તર મળ્યો હોય એમ બતાવી ) હેં, શું કહેછે? તડકામાં ફેરી ફેરી શકુંતલાને લુખ લાગી છે તેથી એના શરીરને શાંતિ કરવા સારું આ ચંદનનો લેપ લેઈ જાઉંછું એમ બોલેછે કે? પ્રિયંવદા, એનું સારી પેઠે જતન કરજે. એ તો અમારા કણ્વઋષિને પ્રાણસમાન છે. હું પણ યજ્ઞમાં મંત્રેલું શાંત્યુદક એને પાવા સારૂ ગૌતમીની જોડે મોકલાવુંછું ( એટલું કહીને જાયછે )

વિષ્કંભક સમાપ્ત.

---

( એટલામાં કામથી પીડિત દુષ્યંત રાજા આવેછે )

---

* નાટકનો પ્રવેશ થતા પેહેલાં હલકા પાત્રનું પોતાના મનમાં બોલવું અથવા બે, ત્રણ જણ હોય તો તેઓની માંહોમાંહેનો જે સંવાદ તેને વિષ્કંભક કહેછે. એ ઉપરથી આગળ ઉપર નાટકમાં હલકા પાત્રની ચાલ સમજાયછે. ઇંગ્રેજીમાં એને Prelude કરી કહેછે.

રાજા.—( ચિંતાથી નિસાસો નાંખતો )

( આર્યાગીતિ વૃત્ત )

( ૫૪ )

તપ કેરું બલ જાણું પરવશ બાળા દિસે મને તોયે ।
નહિ નીચેથી જાયે ઉંચે જલ ત્યમ ફરે ન મન મોહે. ॥ ૮૬ ॥

હે ભગવન્ કામદેવ! તમે તથા ચંદ્ર એ બંનોએ કામી જનને વિશ્વાસ આપી સારીપેઠે ઠગ્યાછે; કેમકે

( માલિની અથવા માનિની વૃત્ત )

( ૫૪ )

તુજ શર ફુલ રૂપે ચંદ્રના શીત કીર્ણો
અઘટિત મુજ જેવામાં કરેછે વિકારો ।
મૃદુ ગુણ તુજમાં છે શીતતા ચંદ્રમામાં
તદપિ અસર થાયે ભિન્ન કામી જનોમાં ॥ ૮૭ ॥
હિમ કિરણ છતાં આ ચંદ્રમાંથી ઝરેછે
અગન અગન અંગે વ્યાપ્ત થૈને રહેછે ।
મૃદુ કુસુમતણાં છે બાણ જો કે તમારાં,
તદપિ કઠણ જાણે વજ્રનાં બાણ માર્યાં.* ॥ ૮૮ ॥

---

* કામ એટલે ઈચ્છારૂપી વિકાર તેને અલંકારથી સંસ્કૃતમાં દેવ ગણે છે. અને માણસના મન ઉપર જે જે પ્રકારે એ પોતાની સત્તા ચલાવે છે તે પ્રમાણે તેનાં જુદાં જુદાં નામ સંસ્કૃતમાં કવિયોએ આપ્યાં છે. જેમ કે

मदनो मन्मथो मारः प्रद्युम्नो मीनकेतनः ।
कन्दर्पो दर्पकोऽनंगः कामः पंचशरः स्मरः ॥
शम्बरारिर्मनसिजः कुसुमेषुरनन्यजः ।
पुष्पधन्वा रतिपतिर्मकरध्वज आत्मभूः ॥

હે ભગવન્! કામદેવ! તને મારી જરાએ દયા નથી?

(મદનપીડા બતાવી) આવાં પુષ્પ રૂપી બાણ છતાં તારી આટલી તીક્ષ્ણતા ક્યાંથી, વારુ? હાં, હાં, જાણ્યું, જાણ્યું.

---

मदन (મદ ઉપજાવનાર), मन्मथ (મનને ડોળી નાંખનાર), मारः (મારનાર), प्रद्युम्न (મનનું મન્થન કરનાર), मीनकेतन (જેની ધજામાં માછલી કાઢેલી છે એવો). कन्दर्प (ગર્વ ઉપજાવનાર), दर्पक (ગર્વ ઉપજાવનાર), काम (ઇચ્છા) पंचशर (જેને પાંચ બાણ છે એવો), स्मरः (સ્મરણથી ઉત્પન્ન થયેલો), शम्बरारि (શિવનો શત્રુ), मनसिज (મનમાંથી ઉત્પન્ન થયેલો), कुसुमेषु, (જેનું બાણ ફુલ છે એવો), अनन्यजः (જેની ઉત્પત્તિ બાહારથી નથી એવો) पुष्पधन्वा (જેનું ધનુષ ફુલ છે એવો), रतिपतिः (રતિનો વર), मकरध्वज, (મગર જેની ધજા છે એવો), आत्मभूः (પોતાના શરીરમાંથી જેની ઉત્પત્તિ છે એવો).

કામદેવને પાંચ બાણ છે એવી કલ્પના કવિઓએ કરેલી છે. તેનું ધનુષ શેલડીનું અને ધનુષની દોર અથવા પણછ મધમાખીની હારની કલ્પી છે. પાંચે બાણને છેડે પાંચ જાતનાં ફુલનાં પલ્લવ અણી ઉપર લગાડયાં છે. એથી માણસની પાંચે ઇંદ્રિય ઉપર એ પોતાની સત્તા ચલાવેછે. એ પાંચ ફુલનાં નામઃ—૧ અરવિન્દ (એટલે કમલ); ૨ અશોકનું ફુલ. ૩ શિરીષનું ફુલ. ૪ આંબામોર. ૫ ઉત્પલ (ભુરુકમલ), કેટલાએકના કહેવા પ્રમાણે ચંપો, આંબો, નાગકેશર, કેવડો અને બીલીનું ફુલ એ પણ ગણાય છે.

ચંદ્રના ગુણનું વર્ણન કરવામાં એના થંડા કિરણનો ગુણ વિશેષ માનવામાં આવ્યો છે. તે ઉપરથી ચન્દ્રનાં शीतरश्मि, हिमांशु, हिमकर આદિ નામ છે; પરંતુ કામી પુરૂષપર એ થંડા કિરણની અસર કેવળ ઉલટી થાયછે એટલે કે તેથી એના શરીરમાં ઉલટી અગ્નિ લાગી રહેછે એવું સંસ્કૃત કવિઓનું વર્ણન ઘણું જોવામાં આવે છે.

( ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત )

( ૫૬ )

અદ્યાપિ અગ્નિ શિવ* કોપકેરો
મહા સમુદ્રે વડવાગ્નિ† જેવો ।
બળે ખરે, મન્મથ તાહરામાં
ભસ્મી‡ થયેલો નહી તો ઉનો કાં ? ॥૮૯ ॥

---

* શિવે કામદેવને બાળીને ભસ્મ કરેલો છે. એની કથા એવી છે કે પાર્વતી સાથે લગ્ન કીધા પછી શિવ તપશ્ચર્યા કરતા હતા. તે તપમાં ભંગાણ પાડવા સારૂ કામદેવ શિવ પાસે ગયો. ત્યારે શિવ ભારે કોપાયમાન થયા અને કોપનો અગ્નિ એટલો તો જોરાવર થયો કે તે શિવના શરીરમાંથી ત્રીજી આંખ કરી બાહાર પ્રગટ થયો અને કામદેવને બાળીને ભસ્મ કરી નાંખ્યો. એ પ્રમાણે ત્રણ આંખો થયાથી શિવને ત્ર્યંબક એટલે ત્રણ આંખવાળો કહેછે અને કામદેવને અનંગ એટલે શરીરવિનાનો કહેછે.

† વડવાગ્નિ અથવા વડવાનલવિશે એવી કથા છે કે ઉર્વઋષિ મોહોટી તપશ્ચર્યા કરતા હતા. તેવામાં દેવે એને વિનંતી કરી કે તમારો વંશ ઉત્તરોત્તર જારી રહે માટે પ્રજા પેદા કરો, તે ઉપરથી એણે હા કહી. પણ એઓને ચેતવણી આપી જે મારી પ્રજા આખી પૃથ્વિને બાળી ભસ્મ કરશે. તે પ્રમાણે ઋષિયે પોતાની જાંઘમાંથી અગ્નિ પેદા કર્યો અને જેવો એ પેદા થયો કે ખાઉં, ખાઉં, કરવા લાગ્યો અને તે આખી પૃથ્વિને ખાઈ જાત પણ બ્રહ્માએ એટલામાં એને રહેવા સારૂ સાગર આખો આપ્યો અને ખાવાસારુ દરીઆનાં મોજાં આપ્યાં. જે ઠેકાણે એણે સાગરમાં પ્રવેશ કીધો તેને વડવામુખ (એટલે ઘોડીનું મોહો) કહેછે. એ ઉપરથી એનું "વડવાગ્નિ" અથવા "વડવાનલ" નામ પડ્યું. સમુદ્રમાં કોઇ જ્વાલામુખી પર્વતના ચમત્કારનું કારણ સમજાવવા સારૂ આ કથા ખોળી કાહાડી જણાય છે.

‡ ભસ્મી એટલે ભસ્મ અથવા રાખોડી રૂપ.

અથવા

(આર્યાગીતિ વૃત્ત)

(૫૭)

દુઃખ નિરંતર કબુલું, મકરકેતુના હમેશ ઘા સાંખું, ।
મદભર દીર્ઘ નયનની કન્યા દ્વારેજ માન્ય એ રાખું. ॥ ૯૦ ॥

હે ભગવન્ કન્દર્પ! આટલુ ખીજતાં હજુએ તને મારી દયા નથી આવતી?

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૫૮)

સંકલ્પ સો સો મનમાં ધરીને
તને વધાર્યો બહુ નિત્ય જે મેં ।
તેને હવે તું દમતો, અનંગ!
મારા થયા યત્ન તમામ ભંગ. ॥ ૯૧ ॥
કાને સુધી શું નિજ ચાપ તાણી,
ઘટે તને છેકજ બાણ આણી ।
મારા ભણી આમ પ્રહાર કર્વો?
એ વાતનો ચિત્ત વિચાર ધર્વો. ॥

(ખેદનો ભરેલો પરિક્રમણ કરી) આ ઋષિઓનું કર્મ સમાપ્ત થયું. એમને હાલ મારી ગરજ નથી. તેથી તેમની આજ્ઞા લેઈ શ્રમથી થાકેલા મારા આ આત્માને વિસામો ખવરાવું. (ડચકાં ખાતો ખાતો) અહા! હા! ફરી પ્રાણપ્રિયાનાં દર્શન થાય તો જીવને કેટલો આનંદ થાય, વારુ! એને હું ખોળી કાઢું (સૂર્ય ભણી જોઇ) આ લાહ જેવા તડકાની વેળા ઘણું કરીને માલિની નદીની તીરે લતાકુંજમાં પોતાની સહિયરો સાથે શકુંતલા બેઠી હશે; માટે હું પણ તહીં જાઉં (પરિક્રમણ કરીને જુવેછે તો) આ કુમળાં ઝાડની ગટા

પાસેથી હમણાં એ કુટડા અંગવાળી ગઈ હશે એમ મને ભાસેછે. શાથી જે એણે

( આર્યાગીતિ વૃત્ત )

( ૫૯ )

ફુલ ચુંટેલાં તેનાં દીટાં ગળતાં હજી ન બંધ રહે ।
પલ્લવના આ કટકા ઝરતા દુધથી ચિકાશ હજુ મારે.* ॥ ૯૩ ॥

( પવનની લેહેર અંગે અડકી હોય એવું બતાવી ) અહ઼ા ! હા ! આ ઠેકાણે શી પવનની લહેર આવી રહી છે !

( આર્યાગીતિ વૃત્ત )

( ૬૦ )

અનંગતાપે બળતી મુજ કાયાને અડે પવન સરસો ।
માલિનિના જલકણથી ભર્યો કમલથી સુગંધ શીતલશો ! ॥ ૯૪ ॥

( પરિક્રમણ કરી તથા જોઈ ) આ નેતરના ઉંચા ચઢેલા વેલાના માંડવામાંહે શકુંતલા હશે. શાથી જે ( નીચે જોઈ )

( આર્યાગીતિ વૃત્ત )

( ૬૧ )

પગલાં પડેલ તાજાં આગળ ઉંચાં પુંઠે ઉંડાં ભારે ।
એના નિતંબભારે દેખાયે શ્વેત રેતભર દ્વારે. ॥ ૯૫ ॥

ત્યારે તો આ ડાળાંને ઓથે રહી જોઉં, ( પરિક્રમણ કરીને તથા તે પ્રમાણે ઉભો રહિને હરખાતો ) વાહ ! વાહ ! નેત્રનું સુખ તો આજજ ભોગવ્યું, આ રહી, પેલી મારી મનોરથપ્રિયા શકુંતલા, ફુલની પછેડીવાળી ગાદી ઉપર આડી સુતેલી જણાયછે અને બે સખિયો એની આસનાવાસના કરતી પાસે બેઠેલી છે; અને માંહોમાંહે સ્વચ્છંદપણે વાતો કરેછે તે સાંભળું. ( એમ કહી જોતો જોતો બેઠો )

---

* આ અનુમાન અલંકારનું દ્રષ્ટાંત છે.

(સાહચરો સાથે ઉપર પ્રમાણે બેઠેલી શકુંતલા પ્રવેશ કરે છે; સહિયરો કમળપત્રના વીજણાથી વા ઉરાડેછે)

**સહિ૦**—(વા ઉરાડતી સ્નેહ ભરી) અલી બહેન શકુંતલા, આ કમલપત્રના વાયરાથી તને જરા સુખશાંતિ વળેછે, વારું?

**શકુંતલા.**—બહેનો, તમે મને વા ઉરાડવાની શું કામ મેહેનત લોછો?

(સખિયો ખેદયુક્ત થઈ હોય એમ દેખાડી પરસ્પર જુવેછે)

**રાજા.**—શકુંતલાનું શરીર મહા પીડામાં પડ્યું હોય એમ જણાયછે. તો શું તાપમાં ફરેથી એને દુખ તો લાગી નહિ હોય? નિકર મારા મનમાં છે તે તો નહિ હોય? (અભિલાષથી એની તરફ ટક ટક જુવેછે) હાં હાં એ તો સંદેહ ટળ્યો.

(શિખરિણી વૃત્ત)

(૬૨)

લગાડ્યા છે લેપો વિરણ કચરી કોમળ ઉરે,
કહું ઘાલ્યું લેઈ કમલફુલનું દીંટ સ્વ કરે; ।
થયું તાવે તે આ શિથિલ કરમાઈ અતિ જઇ
પ્રિયાની કાયા તો દરદવશ તોએ ખિલિ રહી ॥ ૯૬ ॥
ખરે જાણો જે છે ભર મદનની ગ્રીષ્મ ઋતુની
પ્રસંગે પીડા બે સમ તદપિ ના દોષ દઉની ।
ઉન્હાળાને માથે, યુવતિ વિષયે કેવલ ખરે
બધી પીડા કાંકે મદન બળથી માત્રજ દિસે. ॥ ૯૭ ॥

**પ્રિયંવદા.**—(કાનમાં) અનસૂયા, પેલા રાજર્ષિને જોયો તે દાહાડાથી માંડીને તે આજ સુધી શકુંતલા મહા સંતાપમાં પડી હોય એમ જણાયછે. ખરે, આટલા બધા પરિતાપનું એ તો કારણ નહિ હોય?

**અનસૂયા**—અરે બેહેન, મારા હઇઆમાં પણ એવીજ આશંકા હતી. હશે, હમણાં એને પુછી જોઉછું ( તાણીને ) બેહેન, તને કાંઇ પુછવું છે. ખરે, તારો સંતાપ ભારે દેખાય છે.

**શકુંતલા.**—( પથારીમાંથી અર્ધી ઉઠીને ) અલી, શું પુંછવાનું મન છે, વારું?

**અનસૂયા.**—અલી શકુંતલા, અમે મદનવાર્તામાં કાંઇ સમતાંજ નથી પરંતુ ઇતિહાસાદિ પુસ્તકોમાં કામી પુરૂષની અવસ્થા સાંભળી છે તેવીજ તારી દશા દેખવામાં આવેછે. તો કહે, આટલો તને પરિતાપ થવાનું કારણ શું? ખરેખરો રોગ જણાય નહિ ત્યાંહાં સુધી ઉપાય પણ કરવો સુઝે નહિ.

**રાજા.**—અનસૂયાએ પણ મારા જેવોજ તર્ક બાંધ્યો હોય એમ જણાયછે.

**શકુંતલા.**—( મનમાં ) મારો અભિલાષ તો ઘણો છે પણ સહસા મારાથી એઓને કહી દેવાતું નથી.

**પ્રિયંવદા.**—બેહેની શકુંતલા, આ ખરું કહેછે. તું તારા રોગને કેમ કાંઇ ગણકારતી નથી? ખરે તું દાહાડે દાહાડે સુકાતી જાયછે. માત્ર તારો સુંદર ચેહેરો એમનો એમ છે.

**રાજા.**—પ્રિયંવદા બોલેછે તે ખરેખરું છે.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૬૩ )

બેઠા કોમળ ગાલ છે મુખવિષે છાતીતણાં ઓગળી
જાએછે સ્તનની ખરે કઠિણતા, કેડો વળી પાતળી ।
થાતી જાય દિને દિને નમી ગયા લાગે ખભા આ રૂડા
કાયાની સઘળી છબી યુવતિની દેખાય ફીકી પડી. ॥ ૯૮ ॥

એ શોકાતુર કામિની મદનથી પીડાયછે સાધવી
તોએ સુંદર રૂપમાં નહિ મણા જાણે લતા માધવી।
વાયૂના અડકયાથકી રસ જવે સોસાઇ જાએ બધી
તેવી આ ઋષિ કન્યકા પણ હવે સોસાય કામાગ્નિથી ॥ ૯૯ ॥

**શકુંતલા.**—તમને નહિ કહું તો બીજા કહોને કહીશ પરંતુ એમ કરેથી તમારા જીવને ઉલટો સંતાપ થશે.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—માટેજ અમારે આટલો બધો આગ્રહ કરવાનો તો; કારણ કે દુઃખમાં સ્નેહી જનનો ભાગ પડયાથી તેની વેદના ભારે લાગતી નથી.

**રાજા.**—

( વસન્તતિલકા વૃત્ત )

( ૬૪ )

એના સુખેજ સુખિ દુઃખિજ દુઃખથી જે
બાલાતણી સખિ બધી પુછશે હવે એ।
પીડાતણાં હૃદયમાં સહુ કારણો જે
રે'શે ન એ ખબર સર્વ કહ્યા વિના તો ॥ ૧૦૦
આડી ફરી બહુ પ્રકારથી યૌવનાએ
જોયો મ્હને નજર સ્નેહ ભરી વિશેષે।
તોયે હજી ધડકતું મુજ કાળજું, રે!
તલ્પી રહ્યુંછ પ્રતિઉત્તર સૂણવાને. ॥ ૧૦૧ ॥

**શકુંતલા.**—સખિ, જે દિવસથી તપોવનની રક્ષા કરનાર પેલા રાજર્ષિ મારી નજરે પડયા તે દિવસથી—( એમ અર્ધું બોલીને લજવાઇ ગઈ હોય એમ બતાવે છે )

**પ્રિયંવદા** તથા **અનસૂયા**—બોલ, બોલ, પ્રિયસખિ, પછી.

**શકુંતલા.**—તે દિવસથી એનામાં મારો અભિલાષ રહી ગયો છે તેથી આ દશાને પોહોચી છું.

**રાજા.**—( હરખાઇને ) સાંભળવાનું હતું તે સાંભળી લીધું

( આર્યા ગીતિ વૃત્ત )

( ૬૫ )

કામ તાવનું કારણ શાંતિ કરે પણ ખરેજ એ મનને ।
ગ્રીષ્મ કાળ અંતે જ્યમ અભ્ર શ્યામ દિન કરેછ સુખ જનને. ॥ ૧૦૨ ॥

**શકુંતલા.**—માટે જે ઉપાયથી રાજર્ષિને મારી દયા આવે તે ઉપાય તમને સારો લાગે તેમ કરો. નહિ તો મારે સારૂ જવ,* તલ ને દર્ભ તૈયાર કરી રાખજો.

**રાજા.**—આ વચનથી મારા બધા સંશય ટળી ગયા.

**પ્રિયંવદા.**—( એક કોરે અનસૂયાને ) અનસૂયા, એના શરીરમ કામ સારી પેઠે વ્યાપી ગયોછે; માટે એનાથી ઘણીવાર સુધી રહેવાય તેવું નથી. કેમકે જેના ઉપર એનું મન ચોટયું છે તે પૌરવકુલન આભૂષણ છે. માટે એના મનના કોડ પૂરા કરવા દેવા જોઇએ.

**અનસૂયા.**—મને પણ એમજ લાગે છે.

**પ્રિયંવદા.**—( તાણીને ) સખિ, ભલે ભલે જેના ઉપર તારી વૃત્તિ ચ્હોટી છે તે તને ઘટે એવોજ પુરુષ છે. સાગરને છોડી મહા નદી બીજે ક્યાંહાં જવાની? તેમજ લાંબા વેલાવાળી માધવીવેલાને આંબા વગર કોણ ઝીલી શકે વારું?

---

* સંસ્કૃતમાં तिलोदकं છે એટલે કે તલ અને પાણી પણ અર્થનો વિસ્તાર કરી જવ, તલ, અને દર્ભ મુકયા છે. મરતી વખત જવ, તલ અને દર્ભ શબના મોહોમાં નાંખવા સારૂ તયાર કરેછે.

**રાજા.**—અને વિશાખા* જેમ ચંદ્રરેખાને અનુસરેછે તેમ એ અનુકરણ કરી વર્તે એમાં શી નવાઈ?

**અનસૂયા.**—જેથી આપણી સખીનો મનોરથ વહેલો અને કોઈ ન જાણે એમ પાર પડે એવો શો ઉપાય કરવો?

**પ્રિયંવદા**—કોઈ ન જાણે એમ પાર પાડવો એ જરા વિચારવા જેવું છે, બાકી તરત પાર પાડવો એ તો સહેલ છે.

**અનસૂયા.**—કેમ વારું?

**પ્રિયંવદા**—એ રાજર્ષિ એના ભણી સ્નેહદ્રષ્ટિથી જોઈ એને વિશે પોતાનો અભિલાષ છે એમ સુચવતો એની શોચનામાં ને શોચનામાં આટલા દિવસના ઉજાગરાથી ઓગળી ગયો છે એવું જોયું નહિ શું?

**રાજા.**—(પોતાના શરીર સામું જોઈ) ખરે' હું ઓગળી તો ગયો છું. કેમકે,

(ભુજંગપ્રયાત વૃત્ત)

(૬૬)

ખરે દીલના તાપથી રાત રાતે
ઉના અશ્રુના આંખથી ઓઘપાતે.।
થયું હેમનું આ કડું સર્વ મેલું
દિસે રંગનું નૂર એનું ગયેલું. ॥ ૧૦૩ ॥
સરી જાય કાંડાથકી હાથના એ
પડ્યાં જ્યાંહ ચાઠાં ઘણાં દોરઘાસે.।
દબાવ્યા વિના ચાલતું થાય પોતે
થયો એટલો પાતળો સત્ય જાતે. ॥ ૧૦૪ ॥

---

* વિશાખા એ ૨૭ માંનું ૧૫મું નક્ષત્ર છે. ચન્દ્ર તમામ નક્ષત્રની પાછળ ૨૭ દીવસમાં પોતાની પ્રદક્ષિણા પૂરી કરે છે.

**શકુંતલા.**—( મોહો મલકાવી ) ત્યારે હવે તમારી આજ્ઞાને વશ છું ( એમ કહી ઉઠીને બેઠી થઈ જોડકણુ જોડવાનું ચિંતન કરેછે. )

**રાજા.**—ખરે, એને જોવામાં મારી આંખ મચકારો મારવાનું પણ ભૂલી જાયછે. કેમકે,

( આર્યા ગીતિ વૃત્ત )

( ૬૮ )

પદ રચતી વેળા આ ભ્રુકુટી એકજ ઉંચી ચઢાવેછે ।
ગાલતણા રોમાંચે મુજમાં પ્રીતિ ખરી બતાવે છે. ॥ ૧૦૭ ॥

**શકુંતલા.**—બહેનો રે ! એક પદ જોડી કાઢયું છે. પણ લખવાનાં સાધન મોહોડા આગળ નથી.

**પ્રિયંવદા.**—પોપટના પેટ સરખું સુકુમાર આ કમલનું પત્ર છે તે ઉપર નખ વડે અક્ષર કાઢ.

**શકુંતલા.**—( એ પ્રમાણે કરી બતાવી ) અલી બહેનો, આટલું જરા સાંભળી મને કહો જે એમાં અર્થ બરાબર આવ્યો છે કે નહિ?

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—( કાન દઇને ) ઠીક છે. વાંચ, અમે સાંભાળિએછિએ.

**શકુંતલા.**—વાંચેછે.

( આર્યાગીતિ વૃત્ત* )

( ૬૯ )

તુજ નવ જાણું હઇયું અંગો મારાં અનંગ દિન રાત્રિ ।
શેકેછે, ઓ નિર્દય, તારામાં છે સમાઈ મુજ વૃત્તિ. ॥ ૧૦૮ ॥

**રાજા.**—( સહસા પાસે આવીને )

---

* આ તથા તે પછીનાં બે પદ ( ૧૦૯ ) અને ( ૧૧૦ ) એ શંકર તથા ચન્દ્રશેખરના કહેવા પ્રમાણે ઉત્તરોત્તર અલંકારના દૃષ્ટાન્ત છે.

**પ્રિયંવદા.**—(વિચાર કરીને. વૃત્ત)
લખાવ. એ પત્રને ફુલની છા(૭૦)
હાથોહાથ જાય એમ કરી પણ બાળીને મને કરે ખાખ ।
**અનસૂયા.**—વ ચિતમાં વાર્તા ખરી ધરી રાખ. ॥ ૧૦૯ ॥
વાત છે પણ જોઇ પાડે આપ તેજબળથકી દિવસ જેવો, ।
શકુંતલા એ પણ નહિ કરમાવે વિવેકિછે એવો. ॥ ૧૧૦ ॥
**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—(આમ તેમ જોઇને હરખમાં ફિઠી)
જોડકા મનોરથ ભલે વગર વિલંબે પાર પાડ્યો.

(શાકુંતલા રાજાને જોઈ ઉઠવાનું મન કરેછે)

**રાજા.**—હાં! હાં! બેશી રહો, બેશી રહો. ઉઠવાની તસદી શું કામ લોછો?

(આર્યાગીતિ વૃત્ત.)

(૭૧)

ભારે તાપે તારાં તમામ ગાત્રો રુએ રુએ ધીકે ।
માટે વિવેક કરવો છોડ તને છે ક્ષમા દરદ લીધે. ॥ ૧૧૧
સુખ શૈયા બહુ બ્હેકે ફુલ ચંપાઈ સુગંધિમય વાસે ।
કરમાએલાં બહુધા કમલદીંટથી સુગંધિ ચોપાસે. ॥ ૧૧૨ ॥

**અનસૂયા.**—આ શિલાપાટ ઉપર કૃપા કરી બિરાજીએ.

(રાજા બેસેછે; શકુંતલા લજ્જા પામી ઉભી છે)

**પ્રિયંવદા.**—તમારી બન્નેની અન્યોઅન્ય પ્રીતિ છે એ પ્રત્યક્ષ દેખાયછે પરંતુ સખિ પ્રત્યે સ્નેહને લીધે એ વાત ફરી કહી જણાવવી ઠીક લાગેછે.

**રાજા.**—બાઈ, કરારે બોલો. જરા અચકાશો માં. કારણ કે કાંઈક વાત કહેવાની ઈચ્છા છતાં તે મનમાં રહી જાય તો માણસને તેથી પશ્ચાત્તાપ થાયછે.

**પ્રિયંવદા.**—પીડામાં આવી પડેલી પ્રજાનું દુઃખ નિવારણ કરવું એ તમો રાજાઓનો ધર્મ છે કે નહિ?

**રાજા.**—હા. એજ અમારો ધર્મ છે. બાકી શું?

**પ્રિયંવદા.**—ત્યારે સાંભળો. આ આમારી પ્રિય સખી તમારે લીધે મદનપ્રેરણાથી આ દશાને પહોંચી છે. અને જીવતી રાખવી તમારે હાથ છે માટે એના જીવ સારૂ કૃપા કરી થાયે તેટલો ઉપાય કરવો તમને ઘટિત છે.

**રાજા.**—અમારો સ્નેહ પરસ્પર સાધારણ છે. તોપણ તમે જે કહ્યું તે મારા ઉપર મહોટી કૃપા થઇ છે,

**શકુંતલા.**—( પ્રિયંવદા ભણી જોઇને ) અલી પ્રિયંવદા, જનાનખાનાની રાણીઓના ઘણા દિવસના વિયોગે કરી રાજા તેમને વહેલા વહેલા મળવા જવાને આતુર થઇ રહ્યા હશે. માટે એઓને ખોટી કાં કરેછે, વારૂ?

**રાજા.**—અહો! સુંદરી,

( દ્રૂત વિલમ્બિત વૃત્ત )

( ૭૨ )

અવર કો' જનમાં મુજ કાલજું
નથિજ સક્ત થયું લગિરે હજું ।
હૃદય વાસ કર્યો બહુ તેં સદા
મુજ વિષે ન ધરીશ મતો જુદા. ॥ ૧૧૩ ॥
ત્યમ છતાં, મનમાં, મદિરેક્ષણી,
કદિ વિચાર ધરે ઉલટો ક્ષણે ।
મદનબાણથકી મૃત હું હતો
પુનર મૃત્યુ થશે મુજ તેમ તો. ॥ ૧૧૪ ॥

**અનસૂયા.**—અમે એમ સાંભળ્યું છે કે રાજાલોકને તો ઘણી

પ્રિયંગણી રાણી છતાં મારે કુલના સ્તંભ બે ખરા,
જોડકા' સમુદ્રમેખલાવાળી પૃથ્વી ને આપની સખી. ॥ ૧૧૫ ॥

પ્રિયંવદા. તથા અનસૂયા.—તમારાં વચનથી હવે અમને નિરાંત વળી.

પ્રિયંવદા.—( આંખનો અણસારો કરી ) અનસૂયા, આ બાપડું હરણનું બચ્ચું અહીં તહીં નજર કરતું એની માને ખોળેછે. ચાલો, એની મા ભેગું કરિયે. ( એમ કહી બંને જણિયો ઉઠેછે )

શકુંતલા.—અલી બહેનો, તમે બેઉ તો ચાલ્યાં. હવે હું કહોને શરણે? મને એકલી મુકીને જશો નહિ.

પ્રિયંવદા તથા અનસૂયા.—આખી પૃથ્વીનો પાળનાર તારી પાસે છે તો હવે હુ કહોને શરણ એમ કાં કેહેછે? એમ કહીને બેઉ જતી રહેછે )

શકુંતલા.—શું બેઉએ જતી રહિયો કે?

રાજા.—તે વાતની લગાર ચિંતા કરીશ માં આ ઉભો, તારી આરાધના કરનારો સેવક. તારી પાસેજ છુંની.

( વસન્તતિલકા વૃત્ત )

( ૭૪ )

શું અંગનો અધિક થાક ઉતારનારા
થંડા અને કમલપત્રતણા બનેલા ।

પંખાથકી પવન શીતળાવી એક બીજાની આજ્ઞા લેઈ
વાળું લગાર વપુ શાંતિવ્ય
ખોળે મુકું સુખ થવા, કરભોરૂ, ાત માજી ગૌતમી મારા
કુંળા પગો કમલપત્ર સમાન રાતા માટે આ ડાળાંને
જેથી તને પલકમાં સુખશાંતિ થાશે છે)
તે રીતથી ચરણમર્દન હાથ કરશે? ॥ ૧૧૯ છે)

**શકુંતલા.**—તમારા સરખા માન્ય પુરૂષની તો સેવા ક. જોઇએ. તેને બદલે તમારી પાસે એવું કામ કરાવી હું કેમ દોષ. પડું? (એમ કહી ઉઠીને જવા માંડેછે)

**રાજા.**—અહો સુંદરી! આ બપોરનો તાપ હજુ શમ્યો નથી અને તારા શરીરના હાલ તો આવા છે.

(આર્યાગીતી વૃત્ત)

(૭૫)

પુષ્પશયનને છોડી કમલ પત્રના ગુંથેલ કમખાને,
કાઢી ને ક્યાં જાયે કોમલ અંગે ખરેજ રણતડકે.

**શકુંતલા.**—અરે પુરુવંશના રાજા? વિનય રાખો, કામને લીધે હું બળેલી છું ખરી પણ હજી હું મારા શરીરની માલક નથી કે તમારો મનોરથ પૂરો કરું.

**રાજા.**—અરે બીહીકણી! તારા ગુરૂનો ભય લગારે મનમાં આણીશ નહિ. એ કુલપતિ ધર્મશાસ્ત્ર જાણેછે માટે તારું મારી સાથે લગ્ન થશે તો તેમાં કશો દોષ કાહાડનાર નથી.

( દોહોરા )

( ૭૭ )

કોમલ વગરચુટેલ ને તાજાં ફુલનું જેમ ।
લે છે ચૂસી ભ્રમર મધ ઉત્સુક હું છું એમ ॥ ૧૨૦ ।
તુજ અધરામૃતપાનમાં મુજ તૃષાણુની ટાળ ।
તૃષા પાઈ રસ, સુંદરી, થઈ લગાર દયાળ. ॥ ૧૨૧ ॥

( એમ કહી એનું મોહોડું ઉંચું કરવા માંડેછે. શકુંતલા એને અટકાવેછે. એટલામાં પડદામાંથી શબ્દ થાયછે. )

( પડદામાં )

---

* ગાન્ધર્વ વિવાહ કોને કેહેવો એ બાબત મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૩૨ મા શ્લોકમાં ખુલાસો છે.

इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसम्भवः ॥

કન્યા તથા વરનો ઇચ્છાથી થયલો સંયોગ અને જેમાં લગ્ન થવાનું મૂલ કારણ માત્ર કામ છે તે ગાન્ધર્વ વિવાહ જાણવો.

અરે ચક્રવી*! તારા વરને બોલાવી એક બીજાની આજ્ઞા લેઈ લો. હવે રાત પડી.

**શકુંતલા.**—અહો! પૌરવ રાજા! ખરેખાત માજી ગૌતમી મારા શરીરની ખબર પુછવા સારૂ આણીગમ આવેછે. માટે આ ડાળાંને ઓથે સંતાઈ રહો.

**રાજા.**—ઠીક. (એમ કહી પોતે લંપાઇને ભરાઈ રહેછે)

(હાથમાં પાણીવાસણ લેઈને ગૌતમી તથા બન્ને સખિ આવેછે)

**સખિયો.**—આમ, આમ, માજી ગૌતમી.

**ગૌતમી.**—(શકુંતલા પાસે જઇને) બેટા, તને તાવ જરા ઉતર્યો?

**શકુંતલા**—માડી, મને જરા કરાર છે.

**ગૌતમી.**—તો આ મંત્રેલા દર્ભોદકની ઉંજણી નાખ્યાથી તારા શરીરની પીડા મટી જશે. (શકુંતલાના માથા ઉપર છાંટીને) બેટા, હવે સાંજ પડવા આવી. ચાલો, ઘેર જઇયે. (એમ કહીને સર્વ જાયછે.)

**શકુંતલા.**—(મનમાં) અરે! કાળજડા! પ્રથમ તારો મનોરથ પાર પડતો હતો તે વેળા તેં ડર ખાધો. હવે તારી ઈષ્ટ વસ્તુ દૂર

અધર હોઠ અંગુલિવડે ઢાંકી વારંવાર, ।
રે ! મુજ ચુંબન માં કરો, એમ કર્યો ઉચ્ચાર. ॥ ૧૨૨ ॥
મુખને આડુ ફેરવી અટકાવ્યું મુજ કામ ।
સુંદર પાંપણયુક્ત એ નયન ફેરવી આમ. ॥ ૧૨૩ ॥
ઉંચું કરવા હું ગયો નીચું એનું મોહ, ।
પ્રયત્નથી પણ નહિ થયું ચુંબન એનું તોય. ॥ ૧૨૪ ॥

હવે હું ક્યાં જાઉં ? નહિ તો અહીંજ પ્રિયાએ ઉપભોગ લેઇને ત્યાગ કરેલી વેલકુંજમાં ઘડિ એક બેસું (ચારે તરફ આમ તેમ જોઇ)

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

સૂનો મંડપ આ તથા ઉજડ રે! એના વિયોગેકરી
કામી માણસ આમ તેમ વલખાં મારેછ યત્નો કરી. ॥ ૧૨૬ ॥

(આકાશમાં)

(૮૦)

(વસન્તતિલકા વૃત્ત)

સાંજે હવે સવનકર્મ* શરુ થવાથી
વેદી હુતાશનતણી પ્રગટ્યા પછીથી ।
છાયા ફરે બહુ ભયંકર રાક્ષસોની
ચોપાસ એ હવનની અતિ મેઘવર્ણી. ॥ ૧૨૭

રાજા.—આ આવ્યો.

(એમ કહી સર્વ ઉઠીને જાયછે.)

અંક ત્રીજો સમાપ્ત.

# અંક ચોથો.

## સ્થળ, કણ્વઋષિનું આશ્રમ સ્થાન.

### પાત્ર.

અનસૂયા..........શકુંતલાની સખિ.
પ્રિયંવદા............શકુંતલાની બીજી સખિ.
શિષ્ય..............કણ્વઋષિનો.
શકુંતલા...........કણ્વઋષિની કન્યા.
ઋષિપત્ની........બીજી ઋષિની સ્ત્રીઓ.
હારીતક, ગૌતમ, શારંગરવ .........ઋષિકુમાર, કણ્વઋષિના શિષ્ય.
ગૌતમી..........આશ્રમમાંની એક ડોશી.
કણ્વઋષિ...........આશ્રમનો અધિપતિ.

### અંક ચોથાનો વિષ્કંભક.

---

( પ્રિયંવદા તથા અનસૂયા ફુલ ચુંટતી હોય એમ દેખાડી પ્રવેશ કરેછે )

**અનુસૂયા.**—અલી પ્રિયંવદા, અદ્યાપિ ગાંધર્વવિવાહની વિધિથી શકુંતલા સરખે સરખા, ભર્તારને પામી એથી એનું કલ્યાણ થયું તથાપિ મારા હઈઆમાં જરા ખરખરો રહી ગયો છે.

**પ્રિયંવદા.**—કેમ વારૂ ?

રાજાને પોતાને નગર વિદાય કર્યા. હવે નગરમાં જઈ જનાનખાનામાં પ્રવેશ કીધા પછી અહીં બનેલી વાત એને સાંભરશે કે નહિ?

**પ્રિયંવદા.**—એની ચિંતા મા કર. નિરાંતે રહે. એવા મહાન્ પુરુષ અવગુણી હોતા નથી. પણ કોણ જાણે દાદા આ વૃત્તાંત સાંભળી શું કહેશે?

**અનસૂયા.**—મને લાગેછે કે જેવો સારો અભિપ્રાય છે તેવોજ મનો. હશે.

**પ્રિયંવદા.**—કેમ વારૂ?

**અનસૂયા.**—પ્રથમથીજ એમનો એવો સંકલ્પ છે કે કોઈ ગુણવંતને કન્યા આપવી. તેવું દૈવેજ સંપાદન કરી આપ્યું, ત્યારે એમનો મનોરથ વગર પ્રયત્ને પૂર્ણ થયો.

( ઉપેન્દ્રવજ્રા વૃત્ત )

( ૮૧ )

જેનું ધરી ચિંતન ચિત્તમાંહિ,
અનન્ય ભાવે, નવ જોતી આમ ! ।
સમીપ આવેલ તપસ્વિ આ હું
લગીર રે ! ઓળખતી નથી તું. ॥ ૧૨૮
તેનેજ તારી સ્મૃતિ કોઈ દેશે
ન તોય તારી સ્મૃતિ લેશ થશે ।
નિશા ચઢયે જેમ થયેલ મત્ત
સ્મરે નહિ પૂર્વ કહેલ વાત. ॥ ૧૨૯ ॥

**પ્રિયંવદા.**—અરરરરરર !! ઘણુંજ માઠું થયું. હઇઆફુટી તલા કોઇ મહા પૂજ્ય પુરુષનો સત્કાર ન કરવાથી કાંઇ અપર આવી પડી.

**અનસૂયા.**—( જરા આગળ જઇને ). અરે ! વાના વાંકમાં નથી આવી. આ તો પેલા દુર્વાસા* ચઢતાં જરા વાર નહિ તે શાપ દેઇને સટી ગયા

એવે ઉતાવળે વેગે કે પાછળથી કોઈ પકડી પણ શકે નહિ. અગ્નિ શિવાય બીજા કહોની આ પ્રમાણે બાળીને ભસ્મ કરવાની શક્તિ છે?

**પ્રિયંવદા.**—જા, જા, વહેલી જા. એમને પગે પડીને પાછા વાળ. હું એટલામાં એઓને સારુ અહીં અર્ઘ્યોદક તયાર કરૂંછું.

**અનસૂયા.**—ઠીક. ( એમ કહીને ગઈ )

**પ્રિયંવદા.**—( પગ ખોડંગાતો હોય એમ બતાવીને ) ઉતાવળથી ચથડાઈ પડી તેથી મારા હાથમાંથી ફુલની છાબ પડી ગઈ. ( એમ-કહી ફુલ વીણેછે )

**અનસૂયા.**—સખી, આ ઋષિ જન્મના આડા છે. તો એ કોનું કહ્યું માનવાના? તોપણ આમ તેમ સમજાવીને મહા મેહેનતે તેમને ઠેકાણે આણ્યા છે.

એની આંગળીએ પહેરાવી હતી તેથી શકુંતલા પાસે ઉપાય તો સ્વાધીનમાં છે.

**અનસૂયા.**—સખિ, ચાલ દેવસેવા પુરી કરીએ. (એમ કહી બેજણ પરિક્રમણ કરેછે)

**પ્રિયંવદા.**—(આમ તેમ જોઇને) અનસૂયા, જો, જો, ડાબા હાથ ઉપર મોહો રાખીને ચિત્રની પેઠે સ્તબ્ધ રહી આપણી પ્રિયસખી બેઠી છે. ભર્તારમાં મન ગયેલું તેથી પોતાના જીવનું કશું ભાન રહ્યું નથી તો પારકો કોઈ આવ્યો હોય તો તેનું શું કહેવું.

**અનસૂયા.**—પ્રિયંવદા, આ શાપની વાત આપણે બેનેજ મોહોડે રહે, હો. બીજાને મોહોડે જાય નહિ. આપણી પ્રિય સખી સ્વભાવે ઘણી કોમળ છે માટે તેની સંભાળ આપણેજ રાખવી જોઇએ.

**પ્રિયંવદા.**—એવું તે કોણ હશે કે કુંળા કુંળા જુઇના ફુલ ઉપર ઉકળતા પાણીની ધારા પાડશે.

(એટલું કહી બે સખિયો જાયછે)

**વિષ્કંભક સમાપ્ત.**

( વસન્તતિલકા વૃત્ત )
( ૮૨ )

અસ્તાચલે શિખર ચંદ્ર ઢળેછ આમે
બીજી દિશા તરફ સૂર્ય પ્રકાશ પામે; ।
પૂર્વે કરી અરુણને* રથ અગ્ર ભાગે
એના થવે પ્રગટ લોક તમામ જાગે. ॥ ૧૩૦ ॥
એ વસ્તુ તેજમય આ ઉપદેશ આપે
અસ્તોદયે જગતને દૃઢ એક કાલે ?
જેવી દશા અમતણા સુખ દુઃખ કેરી
લેખોછ તેમ સમજો જન, રે ! તમારી. ॥ ૧૩૧ ॥

વળી,

( વસંતતિલકા વૃત્ત )
( ૮૩ )

આ ચંદ્ર તો તરત અંતરધામ થાએ
તેથી હવે કમલ હર્ષ ન દે જરાએ, ।
શોભા હતી અધિક સુંદર એ વિષે જે
તે તો હવે સ્મરણ માત્ર રહી ગઈ છે. ॥ ૧૩૨ ॥
ઉત્પન્ન થાય મનમાં પ્રિયના પ્રવાસે
તે દુઃખ કેમ અબલા જન એકવાસે ।
વેઠી શકે કદિ ન એ સમજી શકાય,
કાંકે વિયોગતણું દુઃસહ દુઃખ થાય. ॥ ૧૩૩ ॥

---

* અરુણ એટલે મોહોટું મળસ્કું અથવા "બામદાદ." એને કવિયોએ પુરુષનું રુપ આપી સૂર્યનો સારથી એટલે રથ હાકનાર માનેલો છે. ભરજુવાનીમાં, શરીરે રાતો પણ પગવિનાનો માનેલો છે. એવી કલ્પના છે કે એના પણ અન્ધઃકારમાં જતા રહ્યા છે. એ કાશ્યપઋષિનો વનિતાના પેટનો પુત્ર અને ગરુડનો મોહોટો ભાઈ.

**અનસૂયા.**—(પડદો ખસેડીને) વિષયરસથી કેવળ અજાણી છું ખરી તોપણ એટલું તો જાણ્યામાં આવ્યા વિના રહેતું નથી કે રાજા દુષ્યંત શકુંતલાની સાથે બરાબર આચરતો નથી.

**શિષ્ય.**—હોમની વેળા ગઈ તે ગુરુને કહી આવું. (એમ કહી બાહાર જાયછે)

**અનસૂયા.**—બધુંએ જાણુંછું ખરી પણ કરું કેમ? મારો રોજનો પોતાનો ધંધો કરવા મારા હાથ ચાલતા નથી. કામદેવની આશા પૂરી પડો, કેમકે એને લીધે આ જુઠા વાયદા કરનાર પુરુષ સાથે શુદ્ધ અંતઃકરણવાળી બાપડી શકુંતલાએ સ્નેહ બાંધ્યો. અથવા કદાચિત્ દુર્વાસાઋષિનો શાપ આટલો બિગાડ કરાવતો હશે. નહિ તો એ રાજર્ષિએ આટઆટલું કહી જઇને એક કાગલનો કટકો પણ મોકલ્યો નહિ. માટે વીંટી મોકલી દેં કે એને સાંભરી આવે: પણ આ કષ્ટ ભોગવનાર તપસ્વિજનોમાંથી કહોને કહું? આપણી સખિના વાંકની મને ખાતરી છે તોપણ હમણાંજ પ્રવાસ કરી પાછા આવેલા દાદ કાશ્યપને કહેવાને મારી હિમ્મત ચાલતી નથી કે શકુંતલા દુષ્યંતને પરણી છે અને એને હમેલ રહ્યા છે. આવી અવસ્થા છે તો કેમ કરવું

**પ્રિયંવદા.**—(પ્રવેશ કરી હરખમાં) સખિ, વહેલી થા, વહેલી થા. શકુંતલાને વળાવવાની તયારી કરિયે.

**અનસૂયા.**—અરે બહેની એમ કેમ?

**પ્રિયંવદા.**—સાંભળ, શકુંતલાને પુછવા સારું હું ગઈ હતી કે આજ સુખે તને ઉંઘ આવી હતી?

**અનસૂયા.**—પછી, પછી.

**પ્રિયંવદા.**—ત્યારે બિચારી લાજની મારી પોતાનું મોહો ઉંધું ઘાલી બેઠી હતી, તેને દાદા કાશ્યપે હઇઆ સરસી ચાંપીને વધામણાં

દીધાં અને કહ્યું કે દૈવયોગ કેવો કે ધુમાડીથી યજમાનની દૃષ્ટિ અકળાઈ ગઈ હતી તથાપિ આહુતિ અગ્નિની વચેજ પડી. જેમ કોઈ સુપાત્ર શિષ્યને વિદ્યાદાન દીધું હોય તેથી જેવો હર્ષ ઉત્પન્ન થાયછે તેમજ ઋષિની રક્ષાથી ઉછરેલી એવી જે તું તે તને આજ આનંદથી સાસરે વળાવનાર છું.

**અનસૂયા.**—દાદા કાશ્યપને આ સમાચાર કોણે કહ્યા ?

**પ્રિયંવદા.**—અગ્ન્યગારમાં* ઋષિ દાખલ થયા કે કાંઇક શરીર વિનાની છંદોમયી વાણી થઇ.

**અનસૂયા.**—( વિસ્મય પામી ) પછી, પછી.

**પ્રિયંવદા.**—

( શ્લોક અથવા અનુષ્ટુપ વૃત્ત )

( ૮૪ )

જાણજે તમ પુત્રીમાં પૃથ્વીકલ્યાણકારજે ।
અર્પ્યું દુષ્યંત રાજાએ તેજ બીજરૂપે રહ્યું; ॥ ૧૩૪ ॥
માટે, બ્રાહ્મણ, એમાંના ગર્ભને તમ માનજે ।
શમી કુંખે રહે અગ્નિ, પ્રતાપી, ગુપ્ત, તે સમો. ॥ ૧૩૫ ॥

---

* પારસીઓ અસલથી અગ્નિને દેવ માનતા આવ્યા છે તેમ હિંદુઓ પણ અસલથી અગ્નિને દેવ પ્રમાણે ગણેછે અને વેદમાં મુખ્યત્વે કરીને અગ્નિ તથા સૂર્યની પૂજાનું વિશેષ વ્યાખ્યાન કરેલું છે જે ઠેકાણે અગ્નિને હોમ આપી તેની પૂજા કરવામાં આવેછે તેને અગ્નિશાળા, અગ્નિગૃહ અને અગ્ન્યગાર કહેછે. પારસી લોકો જેને 'અગિઆરી' કહેછે તે "અગ્ન્યગાર" શબ્દનો અપભ્રંશ શબ્દ હશે. "અગ્ન્યગાર" ( અગ્નિ, અગાર ) એટલે અગ્નિનું સ્થાન, જ્યાંહાં અગ્નિની સંભાળ રાખવામાં આવેછે તે ઠેકાણું હિંદુ અને પારસીઓનો એ પ્રમાણે અસલની પાસેપાસેનો સંબંધ જણાય છે.

**અનસૂયા.**—( પ્રિયંવદાને ભેટીને )ખુશીની ખબર પણ જ્યારે એમ મનમાં આણુંછું કે આજ શકુંતલા સાસરે જનાર છે ત્યારે મારા હરખની સાથે દુઃખ ઉત્પન્ન થાયછે.

**પ્રિયંવદા**—સખિ, એના ગયા પછી આપણે આપણું દુઃખ નિવારણ કરીશું; હમણાં તો એ બિચારી ભલે સુખી થાય.

**અનસૂયા.**—ઠીક, તો પેલા આંબાને ડાળે લટકાવેલી નાળિયેરની કાચલીમાં કેશરફુલનો હાર એને સારુ ગુંથીને ક્યારનો મુકી છાંડયો છે તે જરા હાથ લાંબો કરી લ્યો. હું પણ એટલામાં મૃગરોચન* તથા તિર્થમૃતિકા† તથા દ્રો વાટીને મંગળશૃંગાર તયાર કરુંછું.

**પ્રિયંવદા.**—ભલે, કર.

**અનસૂયા.**—( જાયછે, પ્રિયંવદા ફુલ હાથમાં લેતી હોય એમ બતાવેછે )

( પડદામાં )

અરે ગૌતમિ, શારંગરવ વિગેરેને કહો કે શકુંતલા સાથે જવાસારુ તયાર થાય.

**પ્રિયંવદા.**—સખી, વહેલી થા, વહેલી. ખરેખાત આ હસ્તિનાપુર‡ જનારા ઋષિયોને બોલાવેછે.

**અનસૂયા.**—( વાટેલી સુગંધી હાથમાં લેઈ પ્રવેશ કરીને ) બહેન રે, ચાલ, આપણે જઇએ. ( એમ કહી પરિક્રમણ કરેછે )

---

* મૃગરોચન નામની જણસ ઓસના કામમાં વપરાયછે. જેમ ગોરોચન ગાયના પેટમાંથી કાઢેછે તેમ મૃગરોચન હરણના પેટમાંથી એક જાતની જણસ નિકળેછે તેને કહેછે.

† તીર્થના સ્થાનથી આણેલી માટી તે.

‡ હાલમાં જે ઠેકાણે દિલ્હી વસ્યું છે તે સ્થાને પૂર્વે જે નગર હતું તેને હસ્તિનાપુર કરી કહે છે.

**પ્રિયંવદા.**—( આમ તેમ જોઇ ) ઓ પેલી શકુંતલા મળસ્કામાંથીજ માથું ચોળીને નાહીને બેઠી છે અને હાથમાં અક્ષત લેઈ આશિષ દેનારી ઋષિપત્નીઓ એનું અભિનંદન કરેછે. ચાલો, એની પાસે જઈએ. ( એમ કહીને જાયછે )

( ઉપર કહ્યાપ્રમાણે આસન ઉપર બેઠેલી શકુંતલા, ઋષિપત્નીઓને સાથે રાખી પ્રવેશ કરેછે ).

**ઋષિપત્નીમાંની પહેલી.**—( શકુંતલા ભણી જોઇને ) બેટા, ધણીને માનીતી છે એવું શુભ સૂચક પટ્ટરાણી નામ પામજે.

**બીજી.**—બેટા, તને વીર પુત્ર થજો.

**ત્રીજી.**—બેટા, ધણીને માનીતી થજે.

( એમ આશિષ દેઈ માત્ર ગૌતમી વગર સર્વે જાયછે )

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—( પાસે જઇને ) સખિ શકુંતલા, આજના મંગલસ્નાનથી તારો ચાંલ્લોચોટલો અક્ષય રહેજો.

**શકુંતલા.**—ભલે આવી, ઓ મારી બે સખિયો. અહીં બેસો.

**બન્ને સખિયો.**—( લગ્નના શણગાર લેઈને બેસેછે ) અલી, તયાર થા, કે આ મંગલ પીઠી તને ચોળિયે.

**શકુંતલા.**—આટલુંજ છે તે ઘણું છેને. અત્યાર પછી મારી સહિયરો આ પ્રમાણે મારી સેવા કરશે એવો અવસર આવવાનો નથી. ( એમ કહી આંસુ પાડેછે )

**બન્ને સખિયો.**—આ રુડે અવસરે રોવું તને ઘટારત નથી. ( એમ કહી આંસુ લોહી ને શણગાર પહેરાવી બતાવેછે )

**પ્રિયંવદા.**—રાજ મંદિરનાં આભૂષણને લાયક એવું જે આ તારું સ્વરૂપ તે વનમાંથી સહજ મળેલા અલંકારથી શોભતું નથી.

( એટલામાં બે ઋષિકુમાર હાથમાં ભેટ લેઇને આવેછે )

**અન્નેજણા.**—લો, આ આભૂષણ એને પહેરાવો

**ગૌતમી.**—બેટા નારદ, આ ક્યાંથી લાવ્યો ?

**પેહેલો.**—તાત કાશ્યપના પ્રતાપથી આવી મળ્યું.

**ગૌતમી.**—શું મનશક્તિથી ઉત્પન્ન કીધું ?

**બીજો.**—ના, રે ! ના, સાંભળો. ગુરુએ અમને આજ્ઞા કરી હતી કે શકુંતલા સારુ વનમાંથી ફુલ લાવજો. તે ઉપરથી "

(શાર્દૂલ વિક્રીડિત વૃત્ત)

( ૮૫ )

એકે વસ્ત્ર સફેત ચંદ્ર સરખું, આપ્યું તરૂયે મને
થાશે મંગલકાર્ય સિદ્ધ ત્યમ એ જાણે કહીને મને ।
આ લાક્ષારસ રંગવા ચરણને થાશે તને કામનો
બીજે એમ કહી ખરા મનથકી આપ્યો મને દામનો. ॥ ૧૩૬ ॥
બીજાંએ વનદેવતા કરી થકી આભૂષણો આપિયાં
જેના હાથ કરે ફુટેલ કળિયો સાથે રુડી સ્પર્ધતા
એ રીતે વનદેવતા તરફથી ને આ તરુથી વળી ।
આ આભૂષણ જે મળ્યાં યુવતિને અંગે ચઢાવો મળી. ॥ ૧૩૭ ॥

**પ્રિયંવદા.**—( શકુંતલાને જોઇને ) અલી બહેન, વનસ્પતિના તથા વનદેવતાના પ્રસાદે કરી તું ભર્તારને તહીં રાજલક્ષ્મી ભોગવીશ એવું જણાયછે.

( એ સાંભળી શકુંતલા લજવાઈ જાયછે )

**પહેલો.**—અરે ગૌતમ, ચાલ ગુરુજી અભિષેક કરી પાછા આવ્યા હશે; માટે વનસ્પતિએ તથા વનદેવતાએ આ સામગ્રી કરી આપી છે એ જઇને એમને જાણ કરીએ.

**બીજો.**—ચાલો ત્યારે. (એમ કહી બન્ને જાયછે)

**સખિયો.**—અમે કોઈ દિવસ આભૂષણ પહેરી જાણ્યાં નથી પરંતુ અમને ચિત્ર કાઢતાં આવડેછે તેથી તારે અંગે આભૂષણ બરાબર ચઢાવી શકીશું.

**શકુંતલા.**—બ્હેનો, એમ કાં બોલોછો? તમારી ચતુરાઈ મારા જાણવામાં છે. (બન્ને જણિયો અલંકાર પહેરાવેછે)

(પછી સ્નાનથી પરવારી કાશ્યપ ઋષિ પ્રવેશ કરેછે)

**કાશ્યપ.**—

(શાર્દૂલવિક્રિડિત વૃત્ત)

(૮૬)

જાશે આજ શકુંતલા ઘરથકી એવા વિચારે કરી
ચિંતામાં મુજ કાળજું વિરહથી કોરાઈ જાયે ફરી ।
બેઠો છે મુજ કંઠ ગદ્‌ગદિત થૈ અશ્રુપ્રવાહેકરી
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી. ॥ ૧૩૮ ॥
એવો શોક અરણ્યવાસિ અમને થાયે ખરા સ્નેહથી
તો શી વાત કરું ગૃહસ્થ જનની સંસારકેરી જુઠી ।
માયા ને મમતા થકી હૃદયમાં કન્યા જતે સાસરે
પીડાયે અતિમાત્ર તે નવિન આ પુત્રી વિયોગે ખરે.* ॥ ૧૯૯ ॥

---

* બ્રાહ્મણના જીવતરના ચાર મોહોટા ભાગ પડેલા છે તેને ચાર આશ્રમ કહેછે. તેમાં પેહેલા આશ્રમને બ્રહ્મચર્ય કહેછે. તે અવસ્થામાં રહી વેદ, વેદાંગ, શાસ્ત્ર વિગેરે ભણી પ્રવીણ થવું. બીજો ગૃહસ્થાશ્રમ એટલે ઘર માંડીને સ્ત્રી, છોકરાં સાથે રહેવું. ત્રીજો વાનપ્રસ્થ એટલે વનવગડામાં રહેવું અને ત્યાં રહી ઈશ્વરની લીલા જોવી અને ચોથો સન્યસ્ત એટલે ભિક્ષા માગી પેટ ભરવું અને સર્વ વસ્તુનો ત્યાગ કરી બ્રહ્મનું ધ્યાન ધરવું.

**અન્નેસખિયો.**—અલી શકુંતલા, શણગાર તો તારો પૂરો થયો. હવે આ વસ્ત્રપહેર.

( શકુંતલા ઉઠીને પેહેરેછે )

**ગૌતમી.**—બેટા, આ તારા પિતા તારી કને ઉભા છે. એઓની આંખો આનંદના આંસુથી ભરાઈ આવી છે. એઓ તને ભેટવા ઈચ્છતા હોય એમ જણાયછે.

**શકુંતલા.**—( લજવાઇને ) પિતાજી, પગે પડુંછું.

**કાશ્યપ.**—બેટા,

( શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત )

( ૮૭ )

શર્મિષ્ઠા છે યયાતિને ઘણિને તેવી તું પ્રિયા ।
થા; અને પુરુના જેવો પુત્ર સમ્રાજ* પામ, જા. ॥ ૧૪૦ ॥

---

* યયાતિ એ ચંદ્રવંશમાના નહુષ રાજાનો પુત્ર હતો. પાને આઠમે એની વંશાવળિ જુઓ એ દુષ્યંત રાજાનો વડીલ થાય. શર્મિષ્ઠા વૃષપર્વા નામના અસુર લોકના રાજાની દીકરી. ઉપરનું પદ એ આશીર્વાદ અલંકારનું દ્રાષ્ટાંત છે. સમ્રાજ, એટલે ઉત્તમ પ્રકારનો રાજા કોને કહેવો તે વિશે અમરસિંહ કહેછે કે—

येनेष्टं राजसूयेन मण्डलस्येश्वरश्च यः ।
शास्ति यश्चाज्ञया राज्ञः स सम्राडथ राजकं ॥

राजसूयाख्येन क्रतुविशेषेण येनेष्टं । द्वादशमण्डलेश्वरश्च यः । यश्च स्वाज्ञया सर्वभूपान् शास्ति ईदृशविशेषण त्रयेणविशिष्टो राजा स सम्राट् स्यात्

રાજસૂય નામનો યજ્ઞ વિશેષ જેણે કરેલો છે અને જે બારમંડળ અથવા પ્રાન્તનો માલીક છે અને જે પોતાની આજ્ઞાથી સર્વ રાજા ઉપર પોતાનો હુકમ ચલાવેછે તથા તેમનું રક્ષણ કરેછે એ ત્રણ ગુણ જેનામાં છે તેને 'સમ્રાટ' રાજા કહેવો.

**ગૌતમી.**—ભગવાન્! આ તો ખરેખરું વરદાન જ, કેવળ આશિષ ન હોય.

**કાશ્યપ.**—બેટા, હવે અહીંથી હુતાગ્નિની પ્રદક્ષિણા કર.

(સર્વે પરિક્રમણ કરેછે)

**કાશ્યપ.**—મંત્ર ભણીને આશિષ દેછે:—

(આર્યા ગીતિ વૃત્ત)

(૮૮)

વેદીની ચોપાસે પ્રગટ્યા વહ્નિ વિટાયલા દર્ભે, ।
પાપ દૂર કરનારા, હવ્યગંધથી કરો તને રક્ષા. ॥ ૧૪૧ ॥

હવે ઉભી રહે. (આમ તેમ નજર ફેરવી) કહીં ગયા પેલા શારંગરવ વિગેરે?

**શિષ્ય.**—(આવીને)ભગવાન્*! આ રહ્યો.

**કાશ્યપ.**—તારી બહેનને માર્ગ બતાવજે.

**શારંગરવ.**—આમ, આમ, બહેન (સર્વે પરિક્રમણ કરેછે)

**કાશ્યપ.**—અરે! ઓ પડોશમાંનાં તપોવન વૃક્ષો!

(શાર્દૂલ વિક્રીડિત વૃત્ત)

(૮૯)

પીધેલું નથી જ્યાં લગી જલ તમે તે કાલ પર્યંત એ
પોતાના મનને વિષે કદિ કરે ઈચ્છા ન પીવા ખરે, ।
અંગે પલ્લવ શોભતાં તમતણાં તોયે તમારા ભણી
ભારે સ્નેહથકી ખરે કદિ ન એ ચુંટે જરા પાંખડી. ॥ ૧૪૨ ॥
જ્યારે પુષ્પતણી પ્રસૂતિ તમને આવે વસંતે ભલે
તે કાલે નવ કોઇને ઇતિરને સંતોષ એવો વળે' ।

આનંદે મલકાય એ અતિઘણી એવી સખી સાસરે
તે આ જાય શકુંતલા સહુ કરો એને અનુજ્ઞા, અરે! ॥ ૧૪૩ ॥

(કોયલનો ટૌકો જાણે સાંભળ્યાના શકુન થયા હોય એમ બતાવીને)

(દોહોરા)

(૯૦)

અનુમતિ ગમનવિષે રુડી શકુંતલાને દેછ ।
તરુ સઘળાં વનવાસના બંધૂજન છે એજ; ॥ ૧૪૪ ॥
કાંકે કોકિલ* શબ્દથી એજ પ્રમાણે આજ ।
પ્રત્યુત્તર દીધો મળી સહુએ એને કાજ. ॥ ૧૪૫ ॥

(આકાશમાં)

(વસંતતિલકા વૃત્ત)

(૯૧)

માર્ગે સરોવર મનોહર જાય જોતી
લીલાં બનેલ છમ પંકજ ખીલવાથી ।
છાયા ખસૂસ તરુવૃંદતણા પ્રતાપ ।
આછો કરો સખત સૂર્યમયૂખતાપ; ॥ ૧૪૬ ॥
થાજો, વળી, કમલપુષ્પતણી રજોએ
માર્ગે સુવાસિત અને મૃદુ ધૂળ એને
ધીમે ધીમે પવન વિઘ્ન રહીત વાજો
કલ્લોલથી યુવતિમાર્ગ તમામ જાજો. ॥ ૧૪૭ ॥

**ગૌતમી**—બેટા, ભાંડુ જેવા તને વાહાલા જે આ તપોવનમાંના દેવતા તે પણ તને જવાની આજ્ઞા દેછે. એમને નમસ્કાર કર.

---

* પરગામ અથવા પ્રવાસે જતી વેળા કોયલનો શબ્દ શુભ સૂચક ગણવામાં આવેછે. કોયલના શબ્દદ્વારે વનવૃક્ષે જવાબ દીધો અને પછી "માર્ગે સરોવર" ઈત્યાદિક પદમાં વનદેવતાએ આકાશમાર્ગે શબ્દ કરી ઉત્તર વાળ્યો.

**શકુંતલા.**—( પ્રણામપૂર્વક પરિક્રમણ કરીને કાનમાં ) અલી પ્રિયંવદા, આર્યપુત્રને મળવાની મારા મનમાં ઘણી ઉત્કંઠા છે ખરી તો પણ આશ્રમ છોડીને જતાં મારા પગ ઉપડતા નથી.

**પ્રિયંવદા.**—તપોવન વિયોગે કરી કેવલ તને શોક ઉત્પન્ન થાયછે એમ નથી. તારા વિયોગથી તમામ તપોવનને પણ તારી પેઠે દુઃખ થાયછે.

( આર્યાગીતિ વૃત્ત )

( ૯૨ )

હરણાંઓ મુખમાંથી નાંખી દે ભોંય દર્ભના કલા ।
મોર તજેછે નર્તન* વાગ્યા એને વિયોગના ભાલા. ॥ ૧૪૮ ॥
સકલ લતાવનની પણ જાણે આંસુ ખરેખરાં પાડે ।
તેમ પત્ર વેરે ને ઉભરા એવા પ્રકારથી કાઢે. ॥ ૨૪૯ ॥

**શકુંતલા.**—( સંભારીને ) પેલી મારી બહેન વનજ્યોત્સ્નાને કહી આવું.

**કાશ્યપ.**—ઠીક, તારો એની સાથે માનીજણી બહેન સરખો સ્નેહ છે તે હું જાણુંછું. આ રહી તે જમણા હાથ ભણી.

**શકુંતલા.**—( વેલ પાસે જઈને ) અરે! પ્રિય વનજ્યોત્સ્ના, આંબાને લાગેલી છે ખરી તોપણ લગાર તારા આણી તરફ આવેલા શાખારૂપી હાથે મને ભેટી લે. હું હવે દૂર દેશ જનાર છું, તેથી હવે પછી તારો મેળાપ મને થશે નહિ.

**શારંગરવ.**—ભગવન્, ભાગોળના તલાવની પાળ સુધી સગાં વાહાલાંએ વળાવવા જવું એવો સંપ્રદાય છે; માટે હવે આ તલાવની તેડ આવી. તો જે કાંઈ સંદેશો કહેવાનો હોય તે કહી પાછા વળવું ઘટારત છે.

**કાશ્યપ.**—ત્યારે આવો, આ અંજીરના વૃક્ષની તળે થંડકમાં બેશી જરા વિસામો ખાઇયે.

( સર્વે પરિક્રમણ કરીને બેસેછે )

**કાશ્યપ.**—ખરે, મહાપ્રતાપી દુષ્યંતને ઘટે તેવો શો સંદેશો કહાવું, વારુ ? ( એમ કહી વિચારમાં પડેછે )

**શકુંતલા.**—(કાનમાં) અલી, જો ! જો ! કમલપત્રને ઓથે રહી પેલી વ્યાકુલ થયેલી ચકવી તળાવની સાંમેપાર ધણીના વિયોગે કરી રડેછે કે કેવી હું અભાગિણી છુ. વિયોગનું દુઃખ એવું દોહલું છે.

(આર્યાગીતિ વૃત્ત)

( ૯૬ )

જે રીતે બહુ માનમાં અવર છે રાણી ઘણી આપથી
તે રીતે તમ પાળજો યુવતિને સામાન્ય સત્કારથી ।
તેથી પ્રાપ્ત થવો વધૂ ઉદય તો છે ભાગ્ય આધીન, રે !
ના બોલાય વિશેષ એ વહુતણા બંધૂજનોથી, ખરે. ॥ ૧૫૭ ॥

**શારંગરવ.**—સંદેશો તો જેવો ઘટે તેવોજ છે. તેજ પ્રમાણે હું ોહોચાડીશ.

**કાશ્યપ.**—બેટા, હવે તને કાંઈ શિખામણ દેવી જોઇયે. અમે નવગડાના વાસી છિયે પણ સંસારની રીતભાતથી કેવળ અજાણ્યા નથી.

**શારંગરવ.**—નહિ, નહિ, મહારાજ, બુદ્ધિમાન પુરુષને કોઈ પણ વિષય અજાણ્યો નથી.

**કાશ્યપ.**—તો અહીંથી સાસરે પોહોચ્યા પછી—

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

( ૯૮ )

સેવા તું કરજે સદા મનથકી તારા વડીલોતણી
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી ।
ભર્તા રોષ કરી વદે કદિ તને સામે ન તોયે થતું
તારે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડવું. ॥ ૧૫૮ ॥
જે વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયે બડેજાવ તું
તે વેળા મનમાં રખે ફુલી જતી કે માન્ય રાણી છું હું
વર્તે જે અબળા જનો ઉપરની રીતે બધાં તે ઘરે
સન્નારી અધિકારને, અવર તો બોળે ફુળોને, ખરે. ॥ ૧૫૯ ॥

**ગૌતમી.**—વાહ ! આટલા ઉપદેશમાં વહુ માણસે કેમ ચાલવું । ધર્મ આવી ગયા. બેટા, આ બધું કાળજામાં કોરી રાખજે.

**કાશ્યપ.**—હવે મને તથા તારી બહેનપણિયોને છેલી વારકી લે કે અમે જઇયે.

**શકુંતલા.**—પિતાજી, પ્રિયંવદા તથા અનસૂયા મારી પ્રાણસખિયો તે પણ અહીંથી પાછી જવાની કે?

**કાશ્યપ.**—હા બેટા, શું કરિયે? એઓને પણ પરણાવ્યા વગર છુટકો છે? માટે તારી સાથે એમને મોકલાય નહિ. પણ ગૌતમી આવશે.

**શકુંતલા.**—(પિતાની કોટે વળગીને) પિતાજી, મલય પર્વતની તળેટીમાંથી ઉખડી ગયેલી ચંદન લતાની પેઠે દાદાને ખોળેથી ઉતરેલી એવી જે હું તે મારા જીવને પરદેશમાં કેમ ધારણ રહેશે, વારું?

**કાશ્યપ.**—બેટા, તું આવડી કેમ અકળાય છે, વારું?

દોહોરા

(૯૯)

ઊંચ વર્ણ ભર્તારની ધણિઆણીનું સ્થાન ।
મળશે માનીતું તને જાણે ચતુરસુજાન ॥ ૧૬૦ ॥
રાજતણા વૈભવથકી કાજ ઘણેરાં હોય ।
રાજાનું મન તે વિષે લાગેલું ખુબ જોય ॥ ૧૬૧ ॥
થાશે ખરેજ તેથકી વ્યગ્ર નિરંતર ચિત્ત ।
એના દુઃખે દુઃખ છે સુખથી સુખ એ રીત. ॥ ૧૬૨ ॥
પછી પ્રસવશે એક સુત પવિત્ર રૂડો સૂર્ય ।
પ્રકટ કરેછે રોજને રોજ દિશા જયમ પૂર્વ. ॥ ૧૬૩ ॥
તે વેળા સંસારના ખટલામાંહ પડીશ ।
મુજ વિયોગની સોચના, બેટા, તું વિસરીશ ॥ ૧૬૪ ॥

(શકુંતલા પિતાને પગે પડેછે)

**કાશ્યપ.**—કલ્યાણ થાઓ, બેટા. તારે વિશે મારી સર્વ મનકામના સિદ્ધ થાઓ.

**શકુંતલા.**—(બહેનપણિયો પાસે જઇને) ઓ મારી વાહાલી સખિઓ, તમે બન્ને જણિયો મને સાથે ભેટો.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—બહેન, કદિ રાજા તને ઝટ ઓળખી ન કાઢે તો, લે, આ વીંટી એઓને દેખાડજે. એમાં રાજાના નામના અક્ષર કોરેલા છે.

**શકુંતલા.**—તમે બન્ને જણિયો આવો વેહેમ ખાઓછો તેથી મને કંપારો છુટેછે, કે ખરે એવું તો નહિ થાય.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—બીહીશ માં, બીહીશ માં. થવાનું તો શું હતું પણ કેહેવત છે કે अतिस्नेहःपापशङ्की જ્યાંહાં ગણો સ્નેહ ત્યાંહાં મનમાં અનિષ્ટ શંકા આવ્યા વગર રહે નહિ.

**શારંગરવ.**—બપોર તો થઈ ગયા. બહેન, હવે ઉતાવળ કરો તો ઠીક.

**શકુંતલા.**—( આશ્રમ સામી ઉભી રહીને ) દાદા, ફરી હવે તપોવનનું મોહોડું હું ક્યારે દેખીશ?

**કાશ્યપ.**—સાંભળ, ક્યારે દેખીશ તે

( વસંતતિલકા વૃત્ત )

( ૧૦૦ )

ચોખંડ પૃથ્વિ સમ તું થઈને સપત્ની
રાજ્યાધિકાર સુખમાં ચિરકાલ કાઢી ।
દૌષ્યંતિ જે અતુલ પુત્ર ખરો ગુણાપ્ત
તેના વિવાહ વિધિથી કરજે સમાપ્ત. ॥ ૧૬૫ ॥
જ્યારે થશે સમજણો સહુ વાતથી એ
ભર્તાર તે સમય ભાર કુટુંબકેરો ।
દેશે મુકી સકલ એ સુતનેજ શીશ*
શાંતાશ્રમે વર સુધાં પગ તું મુકીશ. ॥ ૧૬૬ ॥

---

* અસલ એવો સંપ્રદાય હતો કે કુટુંબનો વડીલ ઘરડો થાય એટલે ઘરનો કારભાર તથા માલમિલકત છોકરાંને વહેંચી આપી પોતે સ્ત્રી સ-

**શકુંતલા.**—પિતાજી, પ્રિયંવદા તથા અનસૂયા મારી પ્રાણસખિયો તે પણ અહીંથી પાછી જવાની કે ?

**કાશ્યપ.**—હા બેટા, શું કરિયે ? એઓને પણ પરણાવ્યા વગર છુટકો છે ? માટે તારી સાથે એમને મોકલાય નહિ. પણ ગૌતમી આવશે.

**શકુંતલા.**—( પિતાની કોટે વળગીને ) પિતાજી, મલય પર્વતની તળેટીમાંથી ઉખડી ગયેલી ચંદન લતાની પેઠે દાદાને ખોળેથી ઉતરેલી એવી જે હું તે મારા જીવને પરદેશમાં કેમ ધારણા રહેશે, વારું ?

**કાશ્યપ.**—બેટા, તું આવડી કેમ અકળાય છે, વારુ ?

દોહોરા

( ૯૯ )

ઊંચ વર્ણ ભર્તારની ધણિઆણીનું સ્થાન ।
મળશે માનીતું તને જાણે ચતુરસુજાન ॥ ૧૬૦ ॥
રાજતણા વૈભવથકી કાજ ઘણેરાં હોય ।
રાજાનું મન તે વિષે લાગેલું ખુબ જોય ॥ ૧૬૧ ॥
થાશે ખરેજ તેથકી વ્યગ્ર નિરંતર ચિત્ત ।
એના દુઃખે દુઃખ છે સુખથી સુખ એ રીત. ॥ ૧૬૨ ॥
પછી પ્રસવશે એક સુત પવિત્ર રૂડો સૂર્ય ।
પ્રકટ કરેછે રોજને રોજ દિશા જયમ પૂર્વ. ॥ ૧૬૩ ॥
તે વેળા સંસારના ખટલામાંહ પડીશ ।
મુજ વિયોગની સોચના, બેટા, તું વિસરીશ ॥ ૧૬૪ ॥

( શકુંતલા પિતાને પગે પડેછે )

**કાશ્યપ.**—કલ્યાણ થાઓ, બેટા. તારે વિશે મારી સર્વ મનકામના સિદ્ધ થાઓ.

**શકુંતલા.**—( બહેનપણિયો પાસે જઇને ) ઓ મારી વાહાલી સખિઓ, તમે બન્ને જણિયો મને સાથે ભેટો.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—બ્હેન, કદિ રાજા તને ઝટ ઓળખી ન કાઢે તો, લે, આ વીંટી એઓને દેખાડજે. એમાં રાજાના નામના અક્ષર કોરેલા છે.

**શકુંતલા.**—તમે બન્ને જણિયો આવો વેહેમ ખાઓછો તેથી મને કંપારો છુટેછે, કે ખરે એવું તો નહિ થાય.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—બીહીશ માં, બીહીશ માં. થવાનું તો શું હતું પણ કેહેવત છે કે अतिस्नेहःपापशङ्की જ્યાંહાં ગણો સ્નેહ ત્યાંહાં મનમાં અનિષ્ટ શંકા આવ્યા વગર રહે નહિ.

**શારંગરવ.**—બપોર તો થઈ ગયા. બહેન, હવે ઉતાવળ કરો તો ઠીક.

**શકુંતલા.**—( આશ્રમ સામી ઉભી રહીને ) દાદા, ફરી હવે તપોવનનું મોહોડું હું ક્યારે દેખીશ ?

**કાશ્યપ.**—સાંભળ, ક્યારે દેખીશ તે

( વસંતતિલકા વૃત્ત )

( ૧૦૦ )

ચોખંડ પૃથ્વિ સમ તું થઈને સપત્ની
રાજ્યાધિકાર સુખમાં ચિરકાલ કાઢી ।
દૌષ્યંતિ જે અતુલ પુત્ર ખરો ગુણાપ્ત
તેના વિવાહ વિધિથી કરજે સમાપ્ત. ॥ ૧૬૫ ।
જ્યારે થશે સમજણો સહુ વાતથી એ
ભર્તાર તે સમય ભાર કુટુંબકેરો ।
દેશે મુકી સકલ એ સુતનેજ શીશ*
શાંતાશ્રમે વર સુધાં પગ તું મુકીશ. ॥ ૧૬૬ ॥

---

* અસલ એવો સંપ્રદાય હતો કે કુટુંબનો વડીલ ઘરડો થાય એટલે ઘરનો કારભાર તથા માલમિલકત છોકરાંને વહેંચી આપી પોતે સ્ત્રી સ-

**ગૌતમી.**—બેટા, હવે જવાની વેળા થોડી રહી છે. દાદાને પાછા વાળ. નહિ તો ફરી ફરીને ઘણીવાર સુધી એઓ બોલ્યાં કરશે. તમે હવે પાછા વળો.

**કાશ્યપ.**—બેટા, હું જાણીંછું, હો ! હવે અનુષ્ઠાનનો કાળ જતો રહેછે.

**શકુંતલા.**—( પાછી પિતાને ભેટીને ) દાદા, તમારું શરીર તપશ્ચર્યા કરી કરી ઘણું કષ્ટાયુંછે; તેમાં વળી મારી ચિંતા કરી લગારે ઉમેરો કરશો નહિ.

**કાશ્યપ.**—( નિસાસા મુકીને )

( આર્યાગીતિ વૃત્ત )

( ૧૦૧ )

વળે શોક શમતા મુજ ક્યાંથી, બેટા, ઘરાંગણે દેખી ।
વેરેલા પૂર્વે તેં બળિનીવારો* ચરાવવા પંખી. ॥ ૧૬૭ ॥

---

હિત વનવાસ જાય. મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના બીજા તથા ત્રીજા શ્લોકમાં કહે છે કે—

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ।
संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम्
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥

ગૃહસ્થને એવું માલમ પડે કે માથે પળિયાં આવ્યાં છે અને અંગ શિથિલ થઈ ગયું છે અને તે છોકરાના છોકરાને જુવે ત્યારે તેણે અરણ્યમાં જઈ રહેવું તથા ઘરમાં ધન ધાન્યાદિ સર્વ વસ્તુ પુત્રોને આપી પોતાની સ્ત્રી વિના અથવા તેની ઈચ્છા હોય તો તેને સાથે લેઇને વનમાં જવું.

* નીવાર નામે એક જાતનું ચોખાના જેવું અનાજ છે. તેને રાંધી ઘરના દેવતાઓને ( गृहदेवताने ) સંતુષ્ટ રાખવા સારૂ અર્પણ કરવામાં આવેછે.

સધાવો બેટા, વાટમાં કલ્લોલ કરતાં જાજો.

( શકુંતલા પોતાના સાથીઓ સાથે ચાલવા માંડેછે )

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—( શકુંતલા ભણી જોઈને ) અરે, રે! અરે એ તો ગઈ. ઝાડમાં ને ઝાડમાં અંતરધાન થઈ ગઈ.

**કાશ્યપ.**—( હાશ કરી લાંબા નિસાસા મુકીને ) ચાલો મારી પાછળ ઘેર જઈએ.

**પ્રિયંવદા** તથા **અનસૂયા.**—દાદા, શકુંતલા વિયોગે કરીને આખું તપોવન સૂનું સૂનું લાગેછે, તેમાં અમારાથી કેમ પગલું મુકાશે?

**કાશ્યપ.**—સ્નેહની રીત એવીજ દીસેછે. ( વિચારમાંને વિચારમાં પરિક્રમણ કરી ) અહો! મને પુછો તો શકુંતલાને સાસરે વળાવી મારું હૃદય હવે સ્વસ્થ થયું, કેમકે

( ઇન્દ્રવજ્રા વૃત્ત )

( ૧૦૨ )

આખેર કન્યા ધન પારકૂં છે ।
તેને વળાવી ધણિ ઘેર આજે ॥
આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી ।
માલીકને થાપણ જેમ સોંપી. ॥ ૧૬૮ ॥

( આમ કહી સર્વે ઉઠીને જાયછે )

**ચોથો અંક સમાપ્ત.**

---

ઘરની ખડકી અથવા આંગણા આગળ અથવા બીજા કોઈ પણ ભાગ ... નાખવા એવું મનુ કહેછે. ઉતરતી વર્ણના લોકો 'કાગવાશ' કરી બળિ તે પણ ગૃહદેવતા સારું.

# અંક પાંચમો.

## સ્થળ, દુષ્યંત રાજાનો મેહેલ.

### પાત્ર.

દુષ્યંત..................હસ્તિનાપુરનો રાજા.
વિદૂષક..................તેનો મિત્ર.
કંચુકી..................રાજાનો ચોપદાર.
વૈતાલી..................સ્તુતિપાઠક.
પ્રતીહારી..................દ્વારપાળિકા.
પુરોહિત..................રાજાનો ઉપાધ્યાય.
શારંગરવ. }
શારદ્વત. } ............કણ્વના શિષ્ય.
શકુંતલા..................કણ્વની કન્યા,
ગૌતમી..................આશ્રમમાંની ડોશી.
ઋષિ..................શારંગરવ અને શારદ્વત.

---

( આસન ઉપર બિરાજેલા રાજા તથા વિદૂષક )

**વિદૂષક.**—( કાન ધરીને ) ભાઈ સંગીત શાળા* ભણી જરા ધ્યાન રાખો. અવ્યક્ત મધુર શબ્દનું ગાયન સંભળાયછે. જાણ્યામાં પેલી હંસપદિકા ગાયનનો અભ્યાસ કરતી હશે.

**રાજા.**—છાનો રહે. હું કાન દેઈને સાંભળુંછું.

( આકાશમાં ગાયન થાયછે )

---

* દીવાનખાનું જે ઠેકાણે ગાયનનો મુજરો થાયછે તે.

(આર્યા ગીતિ વૃત્ત)

(૧૦૩)

નૂતન મધના લોભી તું આંબાની કળિ ચુસીલઇને ।
ભરાઇ બેઠો, મધુકર, કમલગૃહે કાં ભુલી ગયો એને? ॥૧૬૯॥

**રાજા.**—અહો, કેવું પ્રીતિથી ભરપૂર આ ગાયન છે!

**વિદૂષક.**—એ ગાયનનો અર્થ સમજ્યા?

**રાજા.**—(મોહો મલકાવીને) એકવાર એની સાથે મેં સ્નેહ બાંધ્યો હતો, તેથીજ વસુમતી રાણીસારુ મારે એનું મેહેણું વેઠવું પડેછે. ભાઈ માધવ મારું નામ દેઇને હંસપદિકાને કહેજે કે તેં મેંહેણાના ઘા મને ખુબ માર્‍યા.

**વિદૂષક.**—જેવી મહારાજની આજ્ઞા. (ઉઠીને) અહો મિત્ર, હું જઇશ તો ખરો પણ મને જવાનું મન થતું નથી; કારણ કે જેમ કોઇ નિષ્કામી મુનિને દેવાંગના આવી મળે અને તેના સપાટામાંથી એ બચવો મુશ્કેલ, તેમ મને પણ બીજા પાસે પકડાવી ચોટલી ઝાલી મરાવે તો મારો છુટકો નહિ થાય.

**રાજા.**—જા, રે, જા. લગાર નાગરિકવિદ્યા* કરી એને સમજાવ.

---

* સંસ્કૃતમાંनागरिकवृत्या संज्ञापयैनाम् છે. એમાં नागरिकवृत्या એટલાનો અર્થ કાત્યાયન એવો કરેછે કે प्रवीणस्य रीत्या પ્રવીણ (લોક) ની રીત પ્રમાણે એટલે કે રાજદરબારી લોકોની રીત પ્રમાણે. नगरे भवति अथवा वसतीति नागरः નગરમાં જે છે અથવા રહેછે તે નાગર. અને નગરમાં રહેનારા લોકો (ગામડાંમાં રહેનારા કરતાં) પ્રપંચી વધારે હોયછે ખરા. પરંતુ હાલ જેને નાગર કહેછે તેમની રીત પ્રમાણે અથવા તેમની વિદ્યા પ્રમાણે એવો ઉપરના વાક્યનો અર્થ જણાતો નથી. નાગરવિદ્યા એટલે દરબારી અથવા શહેરી લોકોની વિવેકની રીત એવો અર્થ છે. હાલ જેને નાગર કહેછે તેઓમાંના કેટલાએક દરબારી માણસો છે અને તેથી તેમને લાગુ પડે તેવી શંકા ઉત્પન્ન થાયછે પણ તે ઉપરથી नागरिक वृत्या એટલે તે લોકની રીત એવો અર્થ નથી. માત્ર દરબારી અથવા વિવેકી પુરુષની રીત પ્રમાણે એવો અર્થ થાયછે.

વિદૂષક.—હવે શી વલે ? ( એમ કહીને જાયછે )

રાજા.—( મનમાં ) ખરે, એમ કેમ હશે કે જ્યારથી મેં આ ગીત સાંભળ્યું ત્યારથી પ્રિયજનનો વિયોગ ન છતાં મારું મન ઘણું ચિંતાતુર થઇ ગયું છે. મોહોટી આશ્ચર્યની વાત છે. પણ હોય, એમ પણ બનેછે.

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૦૪ )

દેખી પદાર્થ રમણીય તથા મધુરી
વાણી સુણી સહજ હર્ષિત થાય હૈડું ।
તેવું છતાં પુરૂષ વ્યાકુળ ચિત્ત થાયે
ત્યારે ખરે ઘણુંકરી મન સાખ પૂરે ॥ ૧૭૧ ॥
જે વાત એક સમયે ગઇ વિસ્મૃતીમાં
તેનું કરે સ્મરણ ચિત્ત અજાણમાં એ. ।
સામાન્યતઃ અવર જન્મ વિષે થયેલો
જે ભાવ તે હૃદયમાં સ્થિર થૈ રહેછે. ॥ ૧૭૨

( પર્યાકુલ હોય એમ સુચવેછે )

ચોપદાર.—અરે, હું આવી અવસ્થાને પોહોચ્યો !

( વસંતતિલકા વૃત્ત )

( ૧૦૫ )

દસ્તૂર માફક ધરી કરમાં છડી મેં
અન્તઃપુરે નૃપતણા બહુ ચોકશીમાં ।
તે કાળની ગતિથકી મુજ આજ, જાતાં
ખોડે પગે, જરૂરની થઇ ઝાલવામાં. ॥ ૧૭૨ ॥

ભાઇ, કબુલ કરુંછું કે રાજાથી ધર્મકાર્યનું ઉલ્લંઘન કરી ન શકાય તથાપિ મહારાજ હમણાંજ આસન ઉપરથી ઉઠ્યા છે તેથી કણ્વઋષિના શિષ્યો આવ્યાની ખબર એમને વિશ્રાંતિમાં ખલલ પાડે એવી હોવાથી નિવેદન કરવાનું મને મન થતું નથી. તથાપિ મારે શા વાસ્તે અચકવું જોઇએ? રાજાનું કામ એ કે લોકોનું રક્ષણ કરવું; તેમાં જંપ ક્યાંહાંથી હોય?

(ઇન્દ્રવજ્રા વૃત્ત)

(૧૦૬)

ઘોડો રથે એકજ વાર જોડ્યો
કે ચાલવા સૂર્ય સ્વમાર્ગ લાગ્યો ।
વાયાં કરેછે દિન રાત્રિ વા તો
પદાર્થનો ગંધ તમામ લેતો. ॥ ૧૭૩ ॥
રાખ્યાં કરે શેષ* સદૈવ પોતે
પૃથ્વી બધીનો બહુ ભાર માથે ।
ષષ્ઠાંશ† વૃત્તી તમને મળેછે
તેનો ખરો આ પણ ધર્મ હોયે. ॥ ૧૭૩ ॥

માટે મારે સંદેશો તો કહેવોજ (પરિક્રમણ કરીને તથા જોઇને) આ રાજા—

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૦૭)

પ્રજા પ્રજાની સમા‡ પાળવાથી
ફરી ફરીને મન થાકવાથી ।

---

* શેષ નાગ પોતાના મસ્તક ઉપર પૃથ્વી ધરી રહ્યો છે એ હિંદુ પુરાણની કથા પ્રસિદ્ધ છે.

† પાંત્રીસમા પાનાની 'નોટ' જુવો,

‡ છોકરાંની પેઠે.

એકાંતવાસે અહિયાં સુતો છે
વિશ્રાંતિ લેવા ક્ષણુ એક પોતે. ॥ ૧૭૫ ।
જેવો જુવો કે ગજરાજ પેલો
મધ્યાન્હ કાળે રવિનો બળેલો ।
અચ્યાં ચરેછે વનમાલ છેટે,
સુતોછ એ શીતલ સ્થાન હેઠે ॥ ૧૭૬ ॥

(પાસે જઇને) જય, જય, મહારાજ. હિમાલય પર્વતના અરણ્યવાસિ તપસ્વિ લોકો કાશ્યપ ઋષિનો સંદેશો લઈ સ્ત્રી સહવર્તમાન આવ્યા છે માટે એમની અરજ સાંભળીને ઘટે તે પ્રમાણે આજ્ઞા કરવાને સમર્થ છો.

**રાજા.**—(આદર પૂર્વક) શું કાશ્યપ ઋષિનો સંદેશો લાવ્યાછે કે?

**ચોપદાર.**—હા, મહારાજ.

**રાજા.**—ત્યારે તો મારૂં નામ દેઈ સોમરાત ઉપાધ્યાયને કહે કે આ આશ્રમવાસિનો યથાવિધિ સત્કાર કરી અહીં બોલાવે. હું પણ એ તપસ્વિયોનું દર્શન કરવા આ યોગ્ય સ્થાને બેશી એમની વાટ જોઊંછું.

**ચોપદાર.**—જેવી મહારાજની આજ્ઞા (એમ કહીને જાયછે)

**રાજા.**—અરે વેત્રવતિ અગ્નિહોત્ર* જે ઓરડીમાં છે તેનો માર્ગ બતાવ.

**ચાકર.**—આમ, આમ, મહારાજ.

**રાજા.**—(પરિક્રમણ કરેછે; પછી અધિકારખેદ બતાવીને) સર્વ લોક પોતાના ઇચ્છેલા અર્થને પામેછે એટલે સુખી થાય છે. પરંતુ રાજાને પોતાનું કામ થયા છતાં પણ પાછળથી દુઃખનું દુઃખ.

---

* જે ઠેકાણે અગ્નિની પૂજા કરી નિત્ય આહુતિ આપી હવન કરે છે તે ઠેકાણાનું નામ.

(વસંતતિલકા વૃત્ત)

(૧૦૮)

ઇચ્છેલ અર્થ મળવે ભુખ માત્ર લાગે
પીડા મળેલ ધન સાચવતાંજ લાગે।
રાજ્યાધિકાર પણ છત્ર સમાન લેખો
ના થાય દૂર શ્રમ દંડ ન હસ્ત રાખો*. ॥ ૧૭૭ ॥

(પડદામાં)

**બે વૈતાલ.**—જય, જય, મહારાજ.

(માલિની અથવા માનિની વૃત્ત)

(૧૦૯)

નિજ સુખ ન વિચારી લોક કલ્યાણ થાવા
દિન દિન અતિ વેઠો દુઃખ, રાજા, બધું આ.।
પણ તમ સરખાનો ધર્મ એવો હશે જે
સકલ નિજ પ્રજાને પાળવી એ પ્રકારે. ॥ ૧૭૮ ॥

તરુ સહન કરેછે સૂર્યનો તાપ નિત્ય,
નિજ શિર વિષયે જે તીવ્ર લાગે અસહ્ય,।
તદપિ પુરુષ બેસે તાપથી તે તળે જે,
સુખકર નિજ છાયા દેછ એ આશ્રિતોને. ॥ ૧૭૯ ॥

**બીજો.**—

---

* જે પ્રમાણે છત્રિનો દાંડો હાથમાં ઝાલ્યાની મેહેનત લીધા વિના છાયાનું સુખ મળતું નથી તેમજ પ્રજાનું દુઃખ ટાળવાની મેહેનત લીધા વિના રાજ્યાધિકારનું સુખ બરાબર ભોગવી શકાતું નથી. છત્ર, ચામર, એ રાજચિહ્ન છે.

( માલિની અથવા માનિની વૃત્ત )

( ૧૧૦ )

નિજ કર વિષયે તું દંડ* ઝાલી કરેછે
નિયમસર પ્રજાને દુષ્ટ જે માર્ગમાં છે; ।
દિન દિન પડતા તું લોક વાંધા પતાવે.
ગુણીયલ તું પ્રજાનો રક્ષિ એવું બતાવે. ॥ ૧૮૦ ॥
અતિશય સુખવેળા હાલતાં છો સગાંઓ
બહુ સગપણકેરો છો કરે હક્ક દાવો ।
પણ સકલ પ્રજાના બંધુનું કૃત્ય તેં તો
નિશ દિન કરી પુરો દાખવ્યો ધર્મ સાચો ॥ ૧૯૧ ॥

રાજા.—મારું મન થાકી ગયું હતું પણ આટલું સાંભળી જાગૃત થયું. ( એમ કહી પરિક્રમણ કરેછે ).

ચાકર.—અગ્નિગૃહની† અગાશી હમણાંજ ધોઇને સાફ કરી તેમજ આ હોમધેનુને‡ ન્હવડાવી સ્વચ્છ કરી છે. માટે ચઢો, મહારાજ.

રાજા.—(અગાશી ઉપર ચાકરને ખભે ટેકો દેઇ ચઢીને) અરે વેત્રવતિ, કાશ્યપઋષિયે શો સંદેશો કહાવી આ ઋષિયોને મારી પાસે મોકલ્યા છે?

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૧૧૧ )

કાં એ તાપસ લોકને તપવિષે આવી નડે વિઘ્ન શું?
ધર્મારણ્યવિષે જનાવર ચરે તેને દમે કોઈ શું? ।

---

* રાજદંડ. (Sceptre.)

† અગ્નિગૃહ, અગ્નયગાર એ શબ્દ સારું ૬૫ પાને લખેલી 'નોટ' જુવો.

‡ હવનની સામગ્રી જેવી કે, ગાયનું છાણ, મુતર, દુધ, દહીં અને તે સારુ જે ગાય પાળેલી હોયછે તેનું નામ હોમધેનું.

પુષ્પોત્પત્તિ ન થાય શું તરુવિષે મારા દુરાચારથી?
એવા તર્ક કરી કરી મન બહુ ઘોળાયછે ક્યારથી. ॥ ૧૮૨ ॥

ચાકર.—આપના સારાં આચરણ જોઇ આનંદ પામેલા આ ઋષિયો રાજભક્તિ બતાવવાને અર્થે મહારાજનું સન્માન કરવા સારુ આવ્યા હોય એમ મને લાગેછે.

( ચોપદાર અને પુરોહિત આગળ ચાલેછે અને તેમની પાછળ ગૌતમી સહિત ઋષિયો શકુંતલાને આગળ કરી આવેછે ).

ચોપદાર.—આમ, આમ, ઋષિ મહારાજ.

શાર્ંગરવ.—અહો શારદ્વત,

( શિખરિણી વૃત્ત )

( ૧૧૨ )

જુવો જાણે કે આ નરપતિ મહા સદ્ગુણિ હશે,
જરા મર્યાદાનું અતિક્રમણ એથી નહિ થશે. ।
ચતુર્વર્ણોમાંથી અધમ કદિ હોયે તદપિ તે
કુમાર્ગે ના જાયે, નિયમસર લોકો સહુ રહે. ॥ ૧૮૩ ॥
ન આ તોયે આત્મા અપરિચિત છે જે જનથકી
રહેલો એકાંતે સકલજનના આ જુથથકી ।
જરા પામે શાંતિ ભ્રમ કંઇક થાયે મન વિષે
હશે જ્વાલાગ્નીથી સકળ ઘર ચોપાસ સળગ્યું. ॥ ૧૮૪ ॥

શારદ્વત.—ખરે, નગરમાં આવેથી આ પ્રમાણે બન્યું.

( દોહેરા. )

( ૧૧૩ )

વગર નાહલાને ગણે નાહેલો જે હોય ।
વળી શુદ્ધ અપવિત્રને જે પરમાણે જોય ॥ ૧૮૫ ॥

સુતેલને જાગ્યો જુવે આંધેલાને જેમ ।
ગણગારે છુટો ખરે માનુંછું હું તેમ ॥ ૧૮૬ ॥
આજે સરવે એકઠા થયેલને આ ઠામ ।
જાણું જે એ લોકનું રંગભોગ છે કામ. ॥ ૧૮૭ ॥

**શકુંતલા.**—( અપશકુન થયા હોય એમ બતાવીને ) મારી જમણી આંખ કેમ ફરકતી હશે, વારુ?

**ગૌતમી.**—ઇશ્વર કરે ને તારી અલાબલા ટળી જાય. તારા ભર્તારની કુલદેવીનું સ્મરણ કર કે તારું કલ્યાણ ( એમ કહી આગળ ચાલેછે ).

**પુરોહિત.**—( રાજાની તરફ આંગળી કરીને ) અરે ઓ સ્વિયો! વર્ણાશ્રમનું રક્ષણ કરનાર આ રાજા હમણાંજ આસનરથી ઉઠીને તમારી વાટ જોતા બેઠા છે.

**શાર્ંગરવ.**—અહો મહાબ્રાહ્મણ, મોહોટી આનંદની વાત કહોછો તથાપિ અમારે તો કાંઈ લેવા દેવા નથી; શાથીજે

( વંશસ્થવિલ વૃત્ત )

( ૧૧૪ )

નમેછ ઝાડો ફલ આવવાથકી
નવા જળે વાદળિયો વળે નકી ।
સમૃદ્ધિથી ત્યાગ કરેછ ગર્વનો
સ્વભાવ એવોજ પરોપકારિનો. ॥ ૧૮૮ ॥

**ચાકર.**—મહારાજ, આ ઋષિયોના મોહોની કાંતિ પ્રસન્ન જ-ણાયછે તે ઉપરથી મને એમ લાગેછે કે તેઓ જે કાંઈ સંદેશો લેઈ આવ્યા છે તેમાં ફીકર કરવા જેવું કાંઈ નથી.

( આર્યા ગીતિ વૃત્ત )

( ૧૧૫ )

બુરખાવાળી પેલી શરીરલાવણ્યતા ન સ્ફુટ જેની ।
પૂર્ણ રીતથી એવી હશે કોણ એ તપસ્વિયોમાંની? ॥ ૧૮૯ ॥

બાળા જાણે ધોળા પંકજપત્રોવિષે કળી ખીલી ।
શોભા એની જોતાં દિસે સુંદરી વિશેષ એ છબિલી. ॥ ૧૯૦ ॥

**ચાકર.**—મહારાજ, કાંઈ કૌતુક જેવું મને લાગેછે. તેથી આ ઠેકાણે ખ્યાલ પોહોચી શકતો નથી. પરંતુ આટલું ખરું દિસેછે કે આ આકૃતિ ઘણી જોવાલાયક છે.

**રાજા.**—હશે. પરસ્ત્રી ઉપર નજર નાંખવી ઘટારત નથી.

**શકુંતલા.**—(હાથને છાતી સરસો રાખીને મનમાં) અરે કાળજા! તું કેમ આમ ધડકેછે? તારા પ્રાણનાથનો સ્નેહ મનમાં ધરી ધીરજ રાખ.

**પુરોહિત.**—મહારાજ, આ તપસ્વિયોનો યથાવિધિ સત્કાર કીધો છે. ગુરુનો સંદેશો કહેવાની એમની ઇચ્છા છે તે મહારાજે સાંભળવાની કૃપા કરવી.

**રાજા.**—એકાગ્રચિત્ત થઈ બેઠો છું.

**ઋષિયો.**—(હાથ ઉંચા કરીને) જય જયકાર થાઓ, મહારાજ.

**રાજા.**—સર્વેને નમસ્કાર કરુંછું.

**ઋષિયો.**—મનકામના સિદ્ધિરસ્તુ.*

**રાજા.**—ઋષિયોની તપશ્ચર્યા તો નિર્વિઘ્ને ચાલેછે કની?

**ઋષિયો.**—

(શ્લોક અથવા અનુષ્ટુપ વૃત્ત)

(૧૧૬)

વિઘ્ન ધર્મક્રિયાને શાં સાધુનો રક્ષિ તું છતાં?।
અંધકાર થશે ક્યાંથી તપેછે સૂર્ય તેજ જ્યાં? ॥ ૧૯૧ ॥

**રાજા.**—રાજાનો ધર્મ છે કે પ્રજાનું રક્ષણ કરવું અને તે કરવા

માટે મને રાજા કરી કહેછે. વારુ. હવે ભગવાન કણ્વઋષિ કુશલ છે? એમને રુડે જગત રુડું.

**ઋષિયો.**—સાધુ પુરૂષને કુશલ તથા ખુશી રહેવું સ્વાધીન છે. એઓએ આપની ક્ષેમકુશલતા પુછી આટલો કહાવ્યો છે.

**રાજા.**—કહો, શી આજ્ઞા છે?

**શારંગરવ.**—એ કે આપે પરસ્પર ભાવથી મારી સાથે લગ્ન કીધું તે વાત જાણીને પ્રસન્ન થઈ મેં ખુશીથી આપ્યું. કેમકે.

( ઉપેન્દ્રવજ્રા વૃત્ત )

( ૧૧૭ )

જાણ્યો તને ઉત્તમ પૂજ્ય પ્રાણિ,
શકુંતલા સદ્દ્રુતિમૂર્તિ માની ।
પત્ની પતિની રચિ જોડ યોગ્ય
છુટ્યો વિધાતા જનદોષથી જ. ॥ ૧૯૨ ॥

હવે, એ ગર્ભિણી છે માટે તમારે બન્નેએ સાથે રહીને ગર્ભવિધાનનો* સંસ્કાર કરવો જોઇયે. તે સારુ એનો રાજમંદિરમાં સ્વીકાર રવો.

**ગૌતમી.**—મહારાજ, મારે કાંઈ બોલવાની ઇચ્છા છે પરંતુ બોલવાનો અવસર નથી તેથી બોલતી નથી,

( આર્યા ગીતિ વૃત્ત )

( ૧૧૮ )

વડીલમત આણે નહિ લીધો; તેં પણ પુછ્યું ન બંધુને, ।
એકમેકમાં સમજ્યાં, તો શું કો' છો હવે પરસ્પરને? ॥ ૧૯૩ ॥

---

* સ્ત્રીને સીમંત આવેછે ત્યારે ધણિધણિયાણી સાથે રહીને જે વિધિ કરેછે તે.

**શકુંતલા.**—ખરે, પ્રાણનાથ શું બોલેશે, વારુ?

**રાજા.**—વળી આ વાત ક્યાંહાંથી કાઢી?

**શકુંતલા.**—એના આવા વચનથી મને ઝાળ ઉઠેછે.

**શારંગરવ.**—કેમ વારુ? આપ તો લોકવ્યવહારથી કાંઇ અજાણ્યા નથી.

(વંશસ્થવિલ વૃત્ત)

(૧૧૯)

સતી છતાં વાસ પિહેરમાં કરી
સુવાસિની આશ્રય ભાંહુનો ધરી!
રહે, કરે તો સહુ લોક વારતા,
હશે ખરે શું વ્યભિચારિણીજ આ? ॥ ૧૯૪ ॥
સગાં કુટુંબી સહુ એજ કારણ
ધરે હમેશાં મનમાંહ ધારણા।
વળાવવાની ધણિ પાસ પુત્રિને
ન હોય જો કે પ્રિય એ પતિ મને.* ॥ ૧૯૫ ॥

**રાજા.**—શું એની સાથે આગળ મેં લગ્ન કીધું હતું?

**શકુંતલા.**—(ખેદ પામીને મનમાં) હે હૃદય, જેની તેં બીક મનમાં ધરી હતી તે વાત આગળની આગળ આવી ઉભી રહી.

**શારંગરવ.**—કરેલું કામ કબુલ કરવું ગમતું નથી માટે ધર્મને કોરે મુકીને આડે રસ્તે ચાલવું એ રાજાને ઘટિત છે?

---

* મહાભારતમાં શાકુંતલોપાખ્યાનમાં કેહે છે જે

नारीणां चिरवासो हि बान्धवेषु न रोचते।
कीर्तिचारित्रधर्मघ्नस्तस्मान्नयत माचिरम्॥

સ્ત્રી માણસે ભાઈભાંહુને તહીં ઘણા દિવસ સુધી વાસ ન કરવો તેથી કીર્તિ, ચરિત્ર, અને ધર્મનો નાશ થાયછે. માટેજ એને જલદીથી લેઇ જા.

**રાજા.**—આવો ખોટો તર્ક ઉઠાવી કેવો પ્રશ્ન પુછેછે?

**શારંગરવ.**—જેને લક્ષ્મીનો મદ ચઢી જાયછે તે લોકોમાંજ વિશેષે કરીને આવા વિકાર જણાઈ આવેછે.

**રાજા.**—વિશેષે કરીને મારા ઉપર એ તડાકો કરતો હોય એમ લાગેછે.

**ગૌતમી.**—બેટા, હવે જરાએ શરમ રાખીશ નહિ. આવ તારા મોહો ઉપરનો બુરખો કાડી લેઉં કે પછી તને તારો ભર્તાર સારીપેઠે ઓળખે. ( એમ કહી તે પ્રમાણે કરેછે )

**રાજા.**—( શકુંતલાને નિહાળી જોઇને મનમાં )

( માલિની અથવા માનિની વૃત્ત )

( ૧૨૦ )

મુજ નિકટ ઉભેલું રૂપ સોહામણું આ
પ્રથમ કદિ કર્યું મેં લગ્ન એ સાથ કે ના ।
મન નવ દૃઢ થાયે એ વિષે આજ મારું
ઘડિ ઘડિ ઉઠવાથી તર્ક આ એજ સારુ. ॥ ૧૯૬ ॥
જ્યમ ભ્રમર ફરેછે જૂઇનું પુષ્પ ભાળી
અતિ દવજલથી છે એ ભરેલું નિહાળી ।
મન નથી ધરતો એ લાલચે ભોગ લેવા
ત્યમ નથી કરતો એ પુષ્પનો ત્યાગ એવા. ॥ ૧૯૭ ॥

( એમ કહીને વિચારમાં ગરક થઇ ગયેલો બેઠો છે )

**ચાકર.**—રાજાની ધર્મ ઉપર આસ્થા કેવી છે? નહિ તો આવું સહજ મળી આવેલું રૂપ જોઇ બીજો કોણ વિચાર કરવા બેસે, વારું?

**શારંગરવ.**—કેમ મહારાજ મુગા કેમ બેસી રહ્યા છો?

**રાજા.**—અહો તપોધના,* મારા મનમાં એ વાત ઘણી ઘોળાયાં

કરેછે તોપણ હજુ મને એમ સાંભરતું નથી કે મેં આગળ કોઈ વાર એનો સ્વીકાર કીધો હોય. વળી નજર આગળ જોઉંછું કે એ ગર્ભિણી છે તો હું શો જવાબ દેઉં?

**શકુંતલા.**—(મનમાં) હાય, હાય! જ્યારે પરણ્યા વિષેજ રાજાને સંદેહ છે તો પછી મારા મનમાં ભારે સુખ ભોગવવા વિષેનો મનોરથ પાર પડવાની શી આશા?

**શારંગરવ.**—એમ માં બોલો, હો,

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૨૧)

તેં સ્પર્શ કીધો મુનિની સુતાનો
સ્વીકાર કીધો મુનિયેય તેનો।
હવે ઘટે શું કરવી અવજ્ઞા
તપસ્વિ કેરી ક્ષણ એક એવા? ॥ ૧૯૮ ॥
ચોરેલ વસ્તુ નિજ તોય તેને
ન બાધ કર્તો ઋષિયે જરીએ।
લેવા દઈ, પાવન, ચોર પેઠે,
તને કરચો એમજ સર્વ જાણે. ॥ ૧૯૯ ॥

**શારદ્વત.**—અહો શારંગરવ, હવે એને આવું બોલો માં. અરે શકુંતલા, અમારે જે કેહેવાનું હતું તે તો કહી ચુક્યા અને એણે કેવી રીતે જવાબ દીધો તે પણ તેં સાંભળ્યો. હવે તારું એની સાથે લગ્ન થયેલું એ બાબતની એને ખાતરજમાં થાય એવી તારી પાસે કાંઈ એંધાણી હોય તો આપ.

**શકુંતલા.**—એનો ભાવ તો મારા ઉપરથી તદન ઉઠી ગયો છે. ત્યારે કદાપિ એને સંભારી આપું તોપણ તેથી શું થવાનું? આ-

...ના બોલવામાંથી સાર એ નિકળ્યો કે હવે મારુ નસીબ ફુટ્યું ( તાણીને ) અહો પ્રાણનાથ, ( એટલું અર્ધું બોલીને ) જ્યારે તમે મારા લગ્ન વિષે શંકા આણોછો તો એ નામે તમને બોલાવવા ઘટારત નથી. અહો પુરુવંશી, પૂર્વે આશ્રમમાં મને વચન આપી મારા સરખી સ્વભાવે ભોળા દીલવાળી સ્ત્રીને આવા આવા બોલ બોલીને કાહાડી મુકવી તમને ઘટારત નથી.

**રાજા.**—( કાને હાથ દઇને ) ચુપ, હવે હું આવાં પાપી વચન સાંભળનાર નથી.

( આર્યાગીતિ વૃત્ત )

( ૧૨૨ )

સુજ કુલ લાંછન દે ને આ જનની કરે ખરાબી કાં!
નદી તીર જયમ તોડી ડોળે જલને ઉખાડતી તરુ ત્યાં ॥ ૨૦૦ ॥

**શકુંતલા.**—હશે. પરસ્ત્રીનું ગ્રહણ કેમ કરું એવીજ જો તમારા પેટમાં ખરે ખરી શંકા હોય તો તે શંકા નિવારણ કરવા સારુ તમને એંધાણી આપું, પછી કાંઈ?

**રાજા.**—વાહ! એ તો ઉત્કૃષ્ટ કલ્પના.

**શકુંતલા.**—( આંગળીએ અંગુઠી જુવે છે તો ) હાય! હાય! આ આંગળી અડવી ક્યાંથી? ( એટલું કહી ખેદયુક્ત થઈ ગૌતમીને જુવે છે. )

લવન્દન કરતી હતી તે વખતે વીંટી આંગળીએથી નિકળી પડી તો નહિ હોય વારુ?

**રાજા.**—કેહેવત છે કે प्रत्युत्पन्नमति स्त्रैणम् સ્રીજાતને બુટ્ટો ઉઠાવતાં જરા વાર ન લાગે તે આ ઠેકાણે ખરું પડે છે.

**શકુંતલા.**—જોયું? આ ઠેકાણે પણ નસીબ બે ડગલાં આગળનું આગળ. તોપણ તમારી ખાતરજમાં થવા સારુ એક બીજી વાત કહીશ.

**રાજા.**—ભલે. હવે વાત સંભળાવવાનું આવ્યું. બોલ શું કહેછે?

**શકુંતલા.**—એક દિવસ નવમાલિકાના મંડપમાં આપણે બેઠાં હતાં તે વેળા કમલપત્રના પ્યાલામાંથી તમે હાથમાં પાણી રેડ્યું, નહિ વારુ?

**રાજા.**—રેડ્યું પછી?

**શકુંતલા.**—તે વખતે દીર્ઘાપાંગ—એ નામનું હરણાનું બચ્ચું જેને મેં છોકરું કરી પાળ્યું હતું તે આપણી પાસે આવી બેઠું, તેના ઉપર તમને દયા આવી તેથી તમે પોતે પીતા પેહેલાં એ બાપડાને કહ્યું કે લે આ, તું પી. તમારી સાથે એને પરિચય નહિ તેથી તમારા હાથમાંથી પીવાનું મન થયું નહિ. તથાપિ તેજ પાણી મેં મારા હાથમાં લીધું ત્યારે એ કરારે પી ગયું તે વખત તમે હશીને નહિ બોલ્યા કે સહુ પોતપોતાનાં સગાં વાહાલાંનો વિશ્વાસ રાખે છે? તમે બન્ને જણ અરણ્યવાસી છો માટે એક બીજાની પતીજ પડેજ તો.

**રાજા.**—આવીજ રીતે પોતાનું કાર્ય સાધનારી સ્રીઓ જુઠી જુઠી પણ મધુર વાણિ બોલીને વિષયી લોકોનાં મન હરી લે છે.

**ગૌતમી.**—અહો, મહા ભાગ્યશાળી, તમારે આ પ્રમાણે બોલવું ઘટારત નથી. આ બાપડી તપોવનમાં ઉછરીને મોહોટી થઈ છે. કપટ કેવું હોય તે જન્મારામાં એણે જાણ્યું નથી.

રાજા.—અહો. તપશ્ચર્યામાં ગરક થઈ ગએલી ડોસી.

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૨૩ )

સ્ત્રીમાં જનાવર તણી અણશીખવેલું
દેખાયછે કપટ આપથકી થયેલું;
તો વાત શી છલતણી કરવી અમારે
જ્ઞાનેકરી અધિક માણસજાતિમાં રે? ॥ ૨૦૧ ॥
જો, અતરિક્ષ ઉડતાંજ અગાઉ પોતે
સ્ત્રીકોકિલો અવર પક્ષિકને કરાવે।
સંભાળ બાળકતણી નિજ તે પછીથી
પોતે કરે ગમન, સ્નેહ ન હોય તેથી. ॥ ૨૦૨ ॥

શકુંતલા.—( રોષમાં ) અરે દુષ્ટ, તારા મનમાં જેવા વિચાર છે તે પ્રમાણેજ બીજાના મનમાં જાણે છે કે? બહારથી ધર્મનો મો હોટો ડોળ ઘાલીને પેટમાં પાળી રાખે છે એવો તારા જેવો બી કોણ હશે, વારૂ? જેમ કોઈ ખાડાનું મોહો વનસ્પતિના વેલાથી ઢાં દીધુ હોય અને અંદરથી છેક એ પાતાળ સુધી ઉંડો હોય તેવાં તમાર આચરણ છે.

રાજા.—( મનમાં ) ગમે તે હો પણ એનો કોપ અન્તઃકરણ ખરેખરો જણાય છે અને તેથી મને મનમાં શંકા ઉત્પન્ન થાય કે રખેને હું ખોટો પડું.

કીધી ન મેં કબુલ એ હઠમાં રહ્યાથી
છાની પરસ્પર હતી અમમાંહ પ્રીતિ. ॥ ૨૦૩ ॥

(તાણીને) આઈ રે, દુષ્યંતનાં આચરણ તો આખા જગતમાં પ્રસિદ્ધ છે. માટે તારું કેહેવું મારા ધ્યાનમાં આવતું નથી.

**શકુંતલા.**—ખરે, ત્યારે તમારે મન તો હું ગુણકા જેવી, કાં? કેમકે પુરુવંશના રાજા ઉપર વિશ્વાસ રાખી મોહોડે મીઠા અને હઇયામાં વિષના ભરેલા પુરુષની સાથ મારું પાનું પડ્યું

(એમ કહી મોહો ઉપર લુગડાનો પાલવ ઢાંકી પોકેપોક મુકી રડે છે)

**શારંગરવ.**—જોયું? આ પ્રમાણે હાથનું કર્યું વગર વિચાર્યું કામ હઇયે વાગે છે.

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૨૫)

માટે વિચારથી કર્વી વિશેષે ગુપ્ત સંગતિ;
અજાણ્યા મનવાળાની મૈત્રિમાં વૈર એ ગતિ. ॥ ૨૦૪ ॥

**રાજા.**—કેમ ભાઈ, આ સ્ત્રીના બોલવા ઉપર તમામ વિશ્વાસ રાખીને અમારા ઉપર ગાળોનો વરસાદ વરસાવો છો?

**શારંગરવ**—(તિરસ્કાર કરી મરડમાં) તમને તે કેમ કેહેવાય? હલકા લોકોની ચાલ તો જાણતા હશો કે ઊંધાનું ચતું કરે અને ચતાનું ઉધું કરે,

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૨૬)

ઠગાઈ આ જન્મ ધરી ન જાણી
એ પ્રાણિની તો અયથાર્થ વાણી; ।
શીખ્યા દગો જે ખુબ શાસ્ત્ર જાણી
લો એમનું ભાષણ સત્ય માની. ॥ ૨૦૫ ॥

રાજા.—અરે સત્યવાદિના દીકરા, કબુલ કર્યું કે હું તેને પર-ણ્યો હતો. તોપણ આ સ્ત્રીને આવી રીતે ઠગેથી શું ફળ થવાનું છે?

શારંગરવ.—આ તો સત્યાનાશની પાટી વળી, ખરે.

રાજા.—કોઈ એવું નથી માનવાનું કે, પુરુકુલનો રાજા પોતાનું અથવા બીજાનું સત્યાનાશ વાળી નાખશે.

શારદ્વત.—અરે શારંગરવ, ઝાઝી રકઝક કરવામાં શું વળ્યું? આપણે ગુરુનો સન્દેશો હતો તે કહ્યો. ચાલો હવે પાછા વળિયે. (રાજાભણી.)

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૨૭)

લો આ પતિ તમારીને તજો કે ઘેર રાખજો;
પ્રભુતા સ્વામિની કાંજે માનેલી સર્વ શ્રેષ્ઠ, જો. ॥ ૨૦૬ ।

ગૌતમી.—ચાલ, આગળ ચાલ.

(એમ કહીને આગળ જાય છે.)

શકુંતલા.—કેમ, કેમ? આ કપટીએ તો મને છેતરી તમે પણ મને અભાગિણીને મુકીને જશો કે? (એમ કહી પાછળ જાય છે)

ગૌતમી.—(ઉભી રહીને) બેટા શારંગરવ, શકુંતલા આંખે આંસુ ને રડતી આપણી પાછળ આવે છે. એના ભર્તારે એને છાંડી તો હવે આ મારી દીકરી શું કરશે?

શારંગરવ.—(શકુંતલા ભણી ફરીને રોષમાં) અરે અભાગિણી, શું ધણિથી સ્વતંત્ર થવા માગે છે? તારા મનનું ધારયું થશે કે?

(શકુંતલા બીકથી થરથર કંપે છે)

શારંગરવ.—શકુંતલા,

**રાજા.**—અરે સત્યવાદિના દીકરા, કબુલ કર્યું કે હું તેને પરણ્યો હતો. તોપણ આ સ્ત્રીને આવી રીતે ઠગેથી શું ફળ થવાનું છે?

**શારંગરવ.**—આ તો સત્યાનાશની પાટી વળી, ખરે.

**રાજા.**—કોઈ એવું નથી માનવાનું કે, પુરુકુલનો રાજા પોતાનું અથવા બીજાનું સત્યાનાશ વાળી નાખશે.

**શારદ્વત.**—અરે શારંગરવ, ઝાઝી રકઝક કરવામાં શું વળ્યું? આપણે ગુરુનો સન્દેશો હતો તે કહ્યો. ચાલો હવે પાછા વળિયે. (રાજાભણી.)

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૨૭)

લો આ પત્નિ તમારીને તજો કે ઘેર રાખજો;
પ્રભુતા સ્વામિની કાંજે માનેલી સર્વ શ્રેષ્ઠ, જો. ॥ ૨૦૬ ॥

**ગૌતમી.**—ચાલ, આગળ ચાલ.

(એમ કહીને આગળ જાય છે.)

**શકુંતલા.**—કેમ, કેમ? આ કપટીએ તો મને છેતરી! હ તમે પણ મને અભાગિણીને મુકીને જશો કે? (એમ કહી પાછળ જાય છે)

**ગૌતમી.**—(ઉભી રહીને) બેટા શારંગરવ, શકુંતલા આંખમાં આંસુ ને રડતી આપણી પાછળ આવે છે. એના ભર્તારે એને છાંડી ॥ હવે આ મારી દીકરી શું કરશે?

**શારંગરવ.**—(શકુંતલા ભણી ફરીને રોષમાં) અરે અભાગિણી, શું ધણિથી સ્વતંત્ર થવા માગે છે? તારા મનનું ધાર્યું થશે કે?

(શકુંતલા બીકથી થરથર કંપે છે)

**શારંગરવ.**—શકુંતલા,

રાજા.—(કાન દેઇને) શું છે એ?

પુરોહિત.—(પ્રવેશ કરી વિસ્મય પામતો) મહારાજ, કાંઇ અદ્ભુત ચમત્કાર બની ગયો!

રાજા.—શો વારૂં?

પુરોહિત.—પેલા કણ્વઋષિના શિષ્યો પાછા વળ્યા એટલે-

(શાલિની* વૃત્ત)

(૧૩૧)

એ પોતાના ભાગ્યને નિન્દતી'તી
રોતી રોતી હાથ ઉંચા કરંતી।

રાજા.—પછી, પછી?

પુરોહિત—એને

તેવામાં કો' અપ્સરાતીર્થે આવી,
સ્ત્રી આકારે, જ્યોતિ† ચાલી ઉપાડી.‡ ॥ ૨૧૨ ॥

(સર્વે જણા વિસ્મય પામ્યા હોય એમ કરી અતાવેછે)

રાજા.—ભગવાન્ પુરોહિત, પેહેલેથીજ એ વસ્તુનો આપણે ત્યાગ કર્યો છે. તો હવે એ બાબતનો તર્ક કરી ખોળી કહાડવું મિથ્યા છે હવે વિશ્રામ કરો.

---

* શાલિની વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૧ અક્ષર હોય છે અને તેમની રચના નીચે પ્રમાણેઃ–

– – – –। – – – – ॥

† જ્યોતિ એટલે તેજ. (Flash of light)

‡ એટલામાં કોઇ રોશની સ્ત્રીનું રુપ ધરી અપ્સરાને તીર્થે આવી એને (શકુંતલાને) ઉચકી ચાલતી થઈ.

(આર્યા ગીતિ વૃત્ત)

(૧૩૦)

મૂઢ બન્યો હું આજે, મિથ્યા ભાષણ કરેછ આ અથવા
એ વિષયે નથી નિશ્ચય જ્યાં લગિ મનને થયો પરિપૂર્ણ ॥ ૨૧૦ ॥
ત્યાં લગી કરવું શું મેં? પરણેલી સ્ત્રી તણો ત્યાગ કરવો?
કે પરનારીતણો મેં સ્વીકાર કરી વટાળવો દેહ? ॥ ૨૧૧ ॥

**પુરોહિત.**—(વિચાર કરીને) જો એમ હોય તો હું તેમ કરો.

**રાજા.**—કહો, શું કરવું?

**પુરોહિત.**—આ સ્ત્રીને પ્રસવ થાય ત્યાંહાં સૂધી છો એ મારે ઘેર રેહે. શામાટે એમ જો પુછો તો મારે એવું કેહેવાનું છે કે પૂર્વે સાધુ પુરુષો કહી ગયા છે જે તને પેહેલ વેહેલો પુત્ર થશે. તે ચક્રવર્તી થશે. જો એ મુનિનો દૌહિત્ર આ પ્રમાણે લક્ષણવાળો નિવડે તો પછી એનો સત્કાર કરી અંતઃપુરમાં રાખવાનો બાધ નથી.

**રાજા.**—જેવી તમો ગુરુઓની ઇચ્છા.

**પુરોહિત.**—બેટા, મારી પાછળ ચાલ.

**શકુંતલા.**—શિવ, શિવ, શિવ! ઓ પૃથ્વી, મારી મા! અરે વસુધા! આ સમે મને તું માર્ગ દે કે તારામાં સમાઇ જાઉં (એમ કહી શકુંતલા રડતી રડતી ચાલી અને પુરોહિત તથા તપસ્વિયો ાથે બાહાર નિકળીને જાયછે રુષિના શાપે કરી શકુંતલા સાથે લગ્ન કીધાની રાજાની સ્મૃતિ ઉડી ગઈ છે. તોપણ એ વિચારમાં ગરક થઈ ગયો હોય એમ ચિંતન કરતો બેઠો છે).

(પડદામાં)

અહો! શો ચમત્કાર, શો ચમત્કાર!

**રાજા.**—( કાન દેઇને ) શું છે એ ?

**પુરોહિત.**—( પ્રવેશ કરી વિસ્મય પામતો ) મહારાજ, કાંઇ અદ્ભુત ચમત્કાર બની ગયો !

**રાજા.**—શો વારું ?

**પુરોહિત.**—પેલા કણ્વઋષિના શિષ્યો પાછા વળ્યા એટલે–

( શાલિની* વૃત્ત )

( ૧૩૧ )

એ પોતાના ભાગ્યને નિન્દતી'તી
રોતી રોતી હાથ ઉંચા કરંતી ।

**રાજા.**—પછી, પછી ?

**પુરોહિત**—એને

તેવામાં કો' અપ્સરાતીર્થે આવી,
સ્ત્રી આકારે, જ્યોતિ† ચાલી ઉપાડી.‡ ॥ ૨૧૨ ॥

( સર્વે જણા વિસ્મય પામ્યા હોય એમ કરી અતાવેછે )

**રાજા.**—ભગવાન્ પુરોહિત, પેહેલેથીજ એ વસ્તુનો આપણે ત્યાગ કર્યો છે. તો હવે એ બાબતનો તર્ક કરી ખોળી કહાડવું મિથ્યા છે હવે વિશ્રામ કરો.

---

* શાલિની વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૧ અક્ષર હોય છે અને તેમની રચના નીચે પ્રમાણેઃ–

– – – – । – – – – ॥

† જ્યોતિ એટલે તેજ. ( Flash of light )

‡ એટલામાં કોઇ રોશની સ્ત્રીનું રુપ ધરી અપ્સરાને તીર્થે આવી એને ( શકુંતલાને ) ઉચકી ચાલતી થઈ.

પુરોહિત,—( આમ તેમ જોઇને ) ઠીક, મહારાજ, તમારો જય જયકાર થાઓ.

રાજા,—અહો વેત્રવતિ, હું પર્યાકુલ થઇ ગયો છું માટે સુવાના ઓરડાનો રસ્તો બતાવ.

વેત્રવતિ,—આમ, આમ, મહારાજ. ( રાજા જાયછે ).

રાજા,—

( આર્યાગીતિ વૃત્ત )

( ૧૩૨ )

ફાવે તેમ ગણો પણ છાંડી મેં જે તપસ્વિની કન્યા
તેની સાથે મારું લગ્ન અગાડી થયું હતું કે ના, ॥ ૨૧૩ ॥
તેનું સ્મરણ ન તોયે મનડું મારું વિશેષ સંતાપે,
પરણેલોજ ખરો હું એવી હૃદયે પ્રતીતિ એ આપે. ॥ ૨૧૪ ॥

( એમ કહી સર્વે ઉઠીને જાય છે. )

**પાંચમો અંક સમાપ્ત.**

# અંક છઠ્ઠો.

## સ્થળ, રાજાનો બગીચો.

### પાત્ર

સિપાઇ..............ચોરને પકડનાર.

માછી...............માછી પકડનાર.

મિત્રાવસુ..............નગરનો કોટવાલ અને રાજાનો સાળો.

સાનુમતી...........અપ્સરા.

પરભૃતિકા } ........ { રાજાના બગીચાની સંભાળ રાખનારી
મધુરિકા. } { સ્ત્રી.

કંચુકી..............રાજાનો ચોપદાર.

દુષ્યંત...............રાજા.

વિદૂષક...............એનો મિત્ર.

ચતુરિકા............રાજાની દાસી.

પ્રતીહારી...........દ્વારપાલિકા.

યવનિકા............ધનુષબાણ સંભાળનારી ભિલડી.

માતલિ.............ઇન્દ્રનો સારથી.

## વિષ્કંભક.

**માછી.**—( ડરી ગયો હોય એમ બતાવીને ) અરે શાહબ, મીરપા કરો. હું એવું કામ કરનારો માણહ ની તો.

**પેહેલો સિપાઇ.**—હાં, હાં, અચ્છા. રાજાને તુજે ઉત્તમ આમન સમજકર ક્યા કિસી દાનમેં દી?

**માછી.**—હાંભળો બાપા, હું છક્કાવતાર* ગામનો રહેનારો જાતે માછી છું.

**બીજો સિપાઇ.**—અબે ચોટ્ટે, જાત પાત તેરી કોન પુછતા હે?

**કોટવાળ.**—અરે સૂચક, આ હરામખોરને બધી વાત પેહેલેથી માંડીને ઝાહેર કરવાદો. ચુપ રહો, વચમાં કોઇ બોલતા નહિ.

**બન્ને સિપાઇ.**—બહુત અચ્છા સાહેબ, અબે ઓ મછુએ, સબ બાત બરાબર બોલ.

**માછી.**—હું આ જાળ, આંકડા વિગેરે શામનથી માછલાં પકડું છું. તેથી મારા કટમનું પેટ ભરું છું.

**કોટવાળ.**—( હસીને ) પેટ ભરવાનો ઉપાય તો તેં ખાસ્સો ખોળી કાહાડ્યો છે!

**માછી.**—શાબ, મને અહો નહિ. જેને જે ધંધો હરજ્યો તેને મન તે ખાશો છે.

( આર્યાગીતિ વૃત્ત )

( ૧૩૩ )

પરાપુર્વ નો ધંધો જો નિંદાયો તથાપિ ના તજવો ।
પશુહિંસામાં શ્રોત્રિય કુશલ છતાં તે દયાળુ છે ગણવો. ॥ ૨૧૫

**કોટવાળ.**—પછી, પછી.

**માછી.**—એક દી હું લોહિતા મછને ચીરી કટકા કરતો હતો એટલામાં એના પેટમાંથી રતન જેવી ચળકતી ઉજળી વેંટી મેં દેખી. પછે હું એ વેચવા હારૂ ચઉટામાં દેખાડતો દેખાડતો જતો'તો એટલામાં તમે મને પકડ્યો. જે હતું તે કહી દીધું. હવે મારો કે મેલો. આ વેંટી કેમ મળી તેની આ હચીકત સે.

**કોટવાળ.**—એના શરીરમાંથી માંસની ગંધ મારે છે. માટે આ ચંડાળ જાતનો માછી છે એમાં સંદેહ નથી. પણ એને આ અંગુઠી શી રીતે જડી એની વધારે ખોળ કરવી જોઇએ. ચાલો, એને સરકારમાં લેઇ જઇએ.

**સિપાઇઓ.**—બહુત અચ્છા. ચલ બે, ગઠકટે.

(એમ કહી સર્વે ચાલવા માંડેછે.)

**કોટવાળ.**—કહીં ગયો સૂચક ? એને તારા પેરામાં રાખજે અને તપાસ રાખવી કે એ હરામખોર જતો ન રહે. એટલામાં હું રાજા પાસે જઈ આ અંગુઠી શી રીતે જડી તેની હકીકત કહી રાજાનો હુકમ લઈ આવું.

**બન્ને સિપાઇયો.**—જી, બહુત અચ્છા. જાઓ, ખુદાતાલા એસા કરે કે આપપર રાજા સાહેબકી બહુત મેહેરબાનગી હોવે.

(પછી કોટવાલ રાજા પાસે જાય છે)

**પેહેલો સિપાઇ.**—ઓ મિયાં જાનુક, કોટવાલકો તો બહુત હી દેર લગી.

**બીજો સિપાઇ.**—ક્યા રાજા લોગુંકી મુલાકાત કુછ સહેજ ધરી હે? મુનાસિબ વખ્ત દેખકર ઉન્હુકી ખિદમતમે હાજર હોના ચઇયે.

**પેહેલો સિપાઇ.**—મિયાં જાનુક, ઇસ રાજખુનીપર પહિલા

વાર ઘા કરનેકે લિયે મેરી ઊંગલીયોમે ચુલ ઉઠ રહી હે. મનમે એહિ લગ રહી હે કી અભીકા અભી ઇસકે ગલેમે બલિદાન* માલા ડાલ દઊં.

**માછી.**—વગર કારણ મને મારી નાખવો તમને ઘટતું નથી.

**બીજો સિપાઇ.**—( આમ તેમ જોઇને ) દેખો, આપને સરદાર રાજાકા હુકુમકા કાગજ હાથમે લિયે ઇધર આતે હેં, અબે, હરામખોર, અબી તું ગીધ પંખીકા મુંમે જાયગા ઈયા કિસી ભૂકે કુત્તેકા મું દેખના પડેગા.

**કોટવાળ.**—( આવીને ) અરે સૂચક, માછીને છુટો કર. અંગુઠીની વાત બધી સાચેસાચી ઠરી છે.

**સૂચક.**—જેસા કોટવાલ સાહેબકા હુકુમ.

**બીજો.**—વો જમકે ઘર નીજવા કર પીછે આયા. ( એમ કહી માછીના મુશ્કા છોડી એને છુટો કરે છે )

**માછી.**—( કોટવાળને સલામ કરીને ) કોટવાળ શાબ, કહો, હવે મારો ધંધો કેવો છે ?

**કોટવાળ.**—રાજાજીએ તો વળી પ્રસન્ન થઈ આ ઇનામ વિશેષમાં આપ્યું છે. એમાં વીંટીની કિમ્મત જેટલું નાણું છે ( એમ કહીને માછીને નાણું ચુકવી આપે છે )

**માછી.**—( લેઇને પછી મોહોટી નમ્રતાથી સલામ કરીને ) રાજાજીએ મારા ઉપર મોહોટી કીરપા કરી.

**સૂચક.**—અચ્છા, જો તું કહે સો ઠીક હે. જીસ્કો સૂલી પરસે ઉતારકર હાથીકે અહુદાપર રાજાને બિઠાયા ઉસ્કોપર તો ખરોખર ઉપકાર હુવા એસાહી સમજના.

**જાનુક.**—કોટવાળ સાહેબ, ઐસા ઈનામ જો રાજા સાહેબને ઈસ ગુદડીએકું બક્ષ્યા તો ઉનકી નજરમે ઓ અંગુઠી બહુત કુચ પસંદ આઈ હોયગી.

**કોટવાળ.**—મને નથી લાગતું કે માત્ર અંગુઠીનું મૂલ જોઇને રાજાને તે ગમી ગઈ. તે નજરે પડતાં વાંતજ કોઈ વાહાલું માણસ રાજાને સાંભરી આવ્યું અને સ્વભાવે ગંભીર છતાં પણ તે ઉપરથી ક્ષણમાત્ર એઓનું મન જરા કચવાયું.

**સૂચક.**—યે દેખતે તો આપને રાજા સાહેબકી અચ્છી નોકરી બજાઈ.

**જાનુક.**—યું ક્યું ન કહે કે ઉસ જોરુ કે ખસમ મછવેકી બજાઈ?

( એમ કહી માછી તરફ દ્વેષભાવે જુવે છે )

**માછી.**—કેમ ભાઈ? પેલા ફુલનો હાર મારે માથે ચઢાવતા હતા ને?* લો, તેના બદલામાં આનું અડધ.

**જાનુક.**—ઐસાજ દેના ચઇએ.

**કોટવાળ.**—અરે માછી, હવે તો તું માહારો મોટો દોસ્ત થયો. તો આ પેહેલ વહેલી દોસ્તીને પ્રસંગે રંગપાનની મઝા ઉડવી જોઇએ માટે ચાલો કલાલની દુકાન છે. તહીં જઇયે.

**સર્વે.**—હા, ચાલો.

( એમ કહીને સર્વે ઉઠીને જાય છે ).

( છઠ્ઠા અંકનો વિષ્કમ્ભક સમાપ્ત ).

**અંક છઠ્ઠો**

સ્થળ, રાજાનો બગીચો.

( સાનુમતી નામે અપ્સરા વિમાનમાં બેશીને આવેછે )

**સાનુમતી.**—અપ્સરાતીર્થે રોજ મારે જવાનું તે ત્યાંહાં હું

* એ પણ મરડતું બોલવું છે.

જઈ આવી છું. વારૂ, આ બીજી અપ્સરાઓ કુંડમાં સ્નાન કરી લે તેટલામાં હું રાજા દુષ્યંતના શા વર્તમાન છે તે જોઈ આવું. ખરે, મેનકા સાથે મારે સગપણ તેથી શકુંતલા પણ મારી એક લોહીની થઈ. મેનકાએ વળી પોતાની છોકરી વિષે મને આગળથી ભલામણ કરીને સંદેશો પોહોચાડવાનું કહ્યું છે. ( આમ તેમ જઇને ) આજ વસન્તોત્સવ* છતાં રાજ દરબારમાં ઓચ્છવ સંબંધી કાંઈ પણ તજવીજ કેમ જણાતી નહિ હોય? એ બધું સમાધિયોગથી જાણવાની મારી શક્તિ છે પણ મારી બેહેનપણીની ઇચ્છા પ્રમાણે મારે કરવું જોઇયે. તથાપિ એનું ખરૂં કારણ કેમ માલમ પડશે? હમણાં હું ખોળી કાહાડું છું. આ છોકરીયો વાડીના છોડને પાણી પાય છે તેમની પાસે મારી નજરબંધીની વિદ્યાના જોરથી ગુપ્ત રહિને બેસું છું (એમ કહી વિમાનમાંથી ઉતરીને હેઠળ બેસે છે ).

( આંબાનો મોર જોતી જોતી એક કુમારિકા તથા તેની સહિપણી આવે છે )

( આર્યાગીતિ વૃત્ત )

( ૧૩૪ )

વર્ણે રાતો, લીલો, ધોળો તું છે વસંતનો આત્મા,
આંબામોર, તને મેં જોયો ઋતુ મંગળે કૃપાળુ તું થા. ॥ ૨૧૬ ॥

---

* વસન્તોત્સવ અથવા જેને હોળી કરીને કહે છે તે ફાગણ શુદ ૧૫ ને દિવસે આવે છે અને તે સમયે સર્વ જાતના લોકો એકબીજા ઉપર ગુલાલ અને તે નહિ મળે તો ધૂળ નાખીને તથા રંગની અને તે નહિ મળે તો પાણીની પિચકારી છાંટી અથવા તે નહિ મળે તો ખાળ કુંડીમાંનું પાણી શરીર ઉપર છાંટી શરીર ખરાબ કરે છે. તેની મુળ મતલબ એ હતી કે વસન્ત ઋતુ બેઠાની વધામણીમાં ઉત્સવ કરવો. તેને બદલે હાલના વખતમાં કેવળ કઢંગો અનુત્સવ થઇ ગયો છે.

**બીજી કુમારિકા.**—અરે પરભૃતિકા, એકલી એકલી શું બોલેછે ?

**પેહેલી કુમારિકા.**—અરે મધુરિકા, મારું નામ કોયલ ખરું કે નહિ ? અને કોયલ આંબાનો પેહેલવેહેલો મોર જોઇને હરખાતી નથી વારુ ?

**બીજી.**—( હરખાઇને ઉતાવળી તેની પાસે જઇને ) શું વસંતમાસ બેઠો કે ?

**પેહેલી.**—હા, મધુરિકા, હવે તો તારે માહાલવાનો, વિલાસ કરવાનો અને ગાવાનો વખત આવ્યો.

**બીજી.**—સખિ, પાગને અંગુઠે ઉભી રહીને આંબાનો મોર ચુંટી લઈ તેવડે કામદેવની પૂજા કરી રહું ત્યાંહાં લગી તું મને હાથનું ટેકણ આપજે.

**પેહેલી.**—પૂજાનું અર્ધું ફળ મને આપે તો તને હાથ આપું.

**બીજી.**—એ તો ન માગ્યું હોત તોપણ તને મળત. જાણતી નથી કે હું ને તું એકજ જીવ છિયે ? માત્ર ખોળિયાં બે છે ( એમ કહીને પોતાની સખિને ઓઠીંગણ દેઇને આંબામોર ચુંટેછે ) અરે, આંબાને મોર ફુટ્યા નથી તોપણ ડાંખળી ચુંટેથી સુવાસ કેવી સારી આવે છે ? ( હાથનો ખોબો ભરીને )

( આર્યા ગીતિ વૃત્ત )

( ૧૩૫ )

લક્ષ્યવિરહિણી જનોના આમ્ર મોર થા વડો પંચશરમાં, ।<br>
શર સાધી ઉભેલા મકરકેતુને ચઢાવું હું આજે.* ॥ ૨૧૭ ॥

---

* પાને ૪૨ મે નોટ આપેલી છે તે ઉપરથી જોવામાં આવશે કે કામદેવનું એક નામ पञ्चशर કરીને ( એટલે પાંચ બાણવાળો છે. ) એ પાંચ બાણમાં આંબાની કળિ અથવા મોર એ પણ એક બાણ માનેલું છે.

( એમ કહીને મોર વધાવેછે )

( એટલામાં પડદો એક બાજુએ ખસેડી કંચુકી રીસમાં આવે છે )

**કંચુકી.**—હાં, હાં ! આ શું કરેછે તું, ભાનવનાની ? રાજાએ આજ વસંતઋતુનો ઓચ્છવ કરવાની મના કીધી છે છતાં તું તો આંબામોર ચુંટવા માંડેછે ? હવે તને શું કેહેવું ?

**બન્ને જણીઓ.**—કૃપા કરો, મહારાજ, કૃપા કરો. મના કરીછે એવી અમને ખબર નહોતી.

**કંચુકી.**—વસંતકાળનાં તમામ ઝાડોએ તથા ઝાડને આશ્રયે રેહેનાર પંખિઓએ આજ્ઞા માન્ય કીધી છે તે વાત શું તમે સાંભળી નથી ? કેમકે

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૧૩૬ )

ખીલી છે કળી આમ્રની રજ હજી તોયે ન બાઝી જરી
છે આ કુર્વક પુષ્પમાં નિસરતું તોયે ન ફુટયું હજી ।
ઘાંટો કોકિલનો હજી ન ઉઘડયો જોકે શિયાળો ગયો
કામે પાછું ધર્યું ભયે શું શરને ભાથા થકી કાઢતાં. ॥ ૨૧૮ ॥

**બન્ને જણીઓ.**—એમાં સંદેહ હોયજ નહિ. રાજાનો પ્રતાપ મોહોટો છે. એની આજ્ઞા કોણ ન માને ?

**પેહેલી.**—મહારાજ, કેટલાએક દિવસ ઉપર રાજાના સાળા મિત્રાવસુએ રાજાની સેવાસારુ અમને અહીં મોકલ્યાં હતાં અને અમે આવ્યાં ત્યારથી આ પ્રમદવનને સંભાળવાનું કામ અમને સોંપ્યું છે. તેથીજ અહીં બગીચામાં રહીએ છિયે. માટે આ ખબર, તમે કહી તે પેહેલાં સુદ્દલ અમારે કાને પડી ન હોતી.

**કંચુકી.**—હશે. હવે ફરી એ પ્રમાણે કરશો નહિ.

**બન્ને જણીઓ.**—મહારાજ, આ વાત સાંભળી અમને તો મોહોટું કૌતુક લાગેછે. અમને કેહેવા જેવી હોય તો કેહેજો. વારુ, રાજાએ શા કારણે આ વસંતઋતુના ઓચ્છવની મના કરી છે ?

**સાનુમતી.**—( મનમાં ) ખરે, માણસ માત્રને ઓચ્છવ વાહાલો લાગેછે. માટે આ બંધ કરવાનું કાંઈ મોહોટું કારણ હશે.

**કંચુકી.**—સર્વના જાણ્યામાં વાત આવી છે તો હવે શા માટે ના કહું ? શકુંતલાનો તિરસ્કાર કરી પાછી વાળ્યાની વાર્તા લોકમાં ચરચાયા છતાં તમારે કાને આવી નથી, શું ?

**બંને જણીઓ.**—વીંટી રાજાને નજરે પડી ત્યાંહાં સુધીની વાર્તા રાજાના સાળાને મોહોડેથી સાંભળી.

**કંચુકી.**—ત્યારે તો હવે થોડુંક કેહેવાનું રહ્યું છે. રાજાએ વીંટી નજરે જોઈ કે તરત એઓને સાંભરી આવ્યું કે અરે ! પૂર્વે મેં શકુંતલા સાથે એકાંત વિવાહ કર્યો હતો અને એનો તિરસ્કાર કરી છાંડી, તેમાં મોહોટી મુર્ખાઈ થઈ. તે દાહાડાથી રાજાને ભારે પશ્ચાત્તાપ થયો છે.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૧૩૭ )

તછોડેય નરેશ રમ્ય જણસો, નિત્યે પ્રધાનો વળી
સેવા કારણ પૂર્વવત્ નવ શકે એની સમીપે જઈ ।
કાઢે રાત્રિ વિચારમાં સ્થિરપણે નિદ્રા ન લે એ જરી
શય્યામાં નહિ જંપતો લગિર આ આળોટતો કેસરી ॥ ૨૧૯ ॥
દાક્ષિણ્યે કરવી પડે નૃપતિને અંતઃપુરે સ્ત્રી થકી
વાર્તા, તો ચુક થાય નામ વદવામાં વારવારે નકી ।
ત્યારે શુદ્ધિ વળેજ કે મનવિષે લજ્જાણુ થાયે ઘણો
હેયે એ ચિરકાળ શોક કરતો પીડાય સોહામણો. ॥ ૨૨૦ ॥

**સાનુમતી.**—( મનમાં ) વાહ! એ વાત તો મને બેશ ગમી.

**કુંચુકી.**—આ પ્રમાણે રાજાને ચિત્તભ્રમ થયો છે. તેથી ઓચ્છવ બંધ રાખ્યો છે.

**બંનેજણીઓ.**—એમજ થવું જોઇએ.

( પડદામાં )

પધારીયે, મહારાજ, પધારીયે.

**કુંચુકી.**—( કાન દેઇને ) અરે, આણીગમ મહારાજની સ્વારી આવે છે. સહુ સહુને કામે વળગી જાઓ.

**બંનેજણી.**—ઠીક ( એમ કરી બાહાર નીકળે છે. )

( પશ્ચાત્તાપને અનુસરતા વેશે રાજા તથા વિદૂષક માધવ, તથા ચાકર વેત્રવતી આવે છે. )

**કુંચુકી.**—( રાજાને જોઇને ) અહો! મોહોટા લોકનું સ્વરૂપ સર્વ અવસ્થામાં રમણીય હોય છે. આટલી ચિંતામાં છતાં પણ રાજાનો ચેહેરો ઘણો પ્રિય લાગે છે.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

( ૧૩૮ )

ભારે શોભિત અંગમાં નવ કદિ આભૂષણો ઘાલતો
સોનાનું કડું માત્ર વામ કરના કાંડા વિશે પેહેરતો ।
નિશ્વાસે અતિ ઓઠનું ઉડી ગયું છે રક્ત એને વિશે
ચિંતા જાગરણે રતાશ નયને આવી તથાપિ દિસે ॥ ૨૨૧ ।
પોતાના અતિ તેજના ગુણ થકી હોવા છતાં ક્ષીણએ
તેવો એ ન જણાય લોક નજરે; જાણે મહા મૂલનો ।
છોલેલો લઘુ થાય તોપણ મણી ભારે ધરે તેજને
ને નાનો કદમાં થતાં પણ લઘુ દીસે ન એ કોઈને ॥ ૨૨૨ ॥

**સાનુમતી.**—(રાજાને જોઇને) શકુંતલાને તરછોડી નાખી પાછી વાળી તે છતાં પણ એનું કાળજું રાજાને સારુ દાઝયાં કરે છે તે યોગ્યજ છે. રાજાને નજરે જોઉં છું તો હવે મારા બરાબર સમજ્યામાં એ વાત આવે છે.

**રાજા.**—(મંદચિત્તથી આમ તેમ ફરીને)

(આર્યાગીતિ વૃત્ત)

(૧૩૯)

પ્રથમ મૃગાક્ષિ પ્રિયાયે ઘાયલ થઇને પડેલ હઇયાને ।
જાગૃત કર્યું પણ સૂતું દુઃખ વેઠવા ઉઠયુંછ જાગીને. ॥ ૨૨૩ ॥

**સાનુમતી.**—ખરે, એજ પ્રમાણે બાપડી શકુંતલા પણ દુઃખમાં છે.

**વિદૂષક.**—(મનમાં) વળી પાછો રાજા શકુંતલાવ્યાધિમાં* પડ્યો. કોણ જાણે હવે એને શો ઉપાય કીધે કરાર થાય?

**કંચુકી.**—(પાસે જઇને) જય જય મહારાજ, પ્રમદવનની જગા હું જોઇ આવ્યો છું ત્યાં મહારાજને વિનોદ કરવા સારુ સુખેથી બેસવાની જગા છે.

**રાજા.**—અરે વેત્રવતી. જા †પિશુન પ્રધાન પાસે જઇને મારી તરફથી કહે કે ઘણા દિવસના ઉજાગરાને લીધે દરબારમાં આવી અમારાથી ‡ધર્માસન ઉપર બેશી શકાય તેવું નથી. કંઇ જો જરૂરનું લોકકાર્ય હોય તો તે વિષેનો ચાકર સાથે પત્ર મોકલાવજો.

**પ્રતિહારી.**—જેવી મહારાજની આજ્ઞા (એમ કહીને જાયછે).

**રાજા.**—અરે વાતાયન, તુ પણ તારે કામે લાગ.

વિદૂષક.—આ બધી બલારૂપી માખીઓને ઉરાડી મુકી. હવે કશારે આ શિશિરના તાપને દૂર કરનાર રમણીય પ્રમદવનના મંડપમાં વિનોદ કરી મન રંજન કરો.

રાજા.—હે મિત્ર, કહેવત છે કે रन्ध्रोपनिपातिनोनर्थाः વિપત્તિ આવવાની હોય તો તે ગમે તે દ્વારે પોતાનો રસ્તો કરેછે એ ખરેખરી વાત છે.

( દ્રુતવિલમ્બિત વૃત્ત )

( ૧૪૦ )

મુનિસુતા વિષયે મુજ પ્રીતિની
સ્મૃતિ હુતી તમના* બળથી ઘણી ।
તરત જેવી છુટી થઇ એટલે
હૃદય તત્સમયે થયું મુક્ત તે. ॥ ૨૨૪ ॥
મનસિજે ઝટ તે ઘડીયે ઉઠી
સ્વધનુષે શર આમ્રકળી ગ્રહી ।
ખુબ પ્રહારજ કાજ ચઢાવિયું
મુજ ભણી ઝટ મિત્ર તકાવિયું. ॥ ૨૨૫ ॥

વિદૂષક.—તો ઉભા રહો આ મારી પાસે લાકડી છે કની તે વતી હમણાં કામદેવનું બાણ ભાગી કડકા કરી નાખું છું ( એમ કહી લાકડી ઉગામીને આંબામોર પાડવાનું મન કરેછે. )

રાજા.—( મોહો મલકાવીને ) થયું થયું. જોયું હવે બ્રાહ્મણનું દૈવત. અરે મિત્ર, કીએ ઠેકાણે બેશીને આ મારી વાહાલીની બરાબરી કરનારી વેલને વિષે નજર નાંખી મન વાળું?

વિદૂષક.—શું ચતુરિકા દાસીને આપે હુકમ નથી કર્યો કે, આ

માધવી મંડપમાં હું આ વખતે બેઠો હઇશ માટે તું માહારે હાથે કહાડેલી શકુંતલાની છબી તકતામાં બેસાડેલી છે તે લેતી આવજે ?

**રાજા.**—આ માધવીમંડપ કાળજુ ઠંડું કરે એવો છે. તો તે મંડપભણી જવાનો રસ્તો બતાવ.

**વિદૂષક.**—આમ, આમ, મહારાજ.

(બન્નેજણા પરિક્રમણ કરેછે અને સાનુમતી તેઓની પાછળ જાયછે)

**વિદૂષક.**—આ માધવીમંડપમાં મણિજડિત–આરસની શિલાનું આસન છે. અને ત્યાંહાં પુષ્પની ગટા આવી રહી છે. ઉપહારનાં પદાર્થને લીધે તેની રમણિયતા એવી છે કે મંડપ જાણે આપણી સ્વાગતા કરતો ન હોય! માટે એમાં પ્રવેશ કરી બીરાજો, મહારાજ.

(બન્નેજણા પ્રવેશ કરીને બેસેછે)

**સાનુમતી.**—વેલાને ઓથે બેસી મારી સખીની છબી હું જોઇશ અને તે ઉપરથી એના ભર્તારની એના ઉપર અનેક રીતે જણાતી ઘણી પ્રીતિ છે, તેની ખબર હું એને કહીશ. (એમ કહી બેઠી.)

**રાજા.**—ભાઇ, આ છબી જોતાં શકુંતલા સંબંધી તમામ વૃત્તાન્ત મને પેહેલેથી ઝટ ઝટ સાંભરી આવેછે. સાંભળ, તે હું તને કહું. કારણકે જ્યારે મેં એને છાંડી તે વેળા તું મારી પાસે ન હતો. આગળ પણ તેં કોઇ દિવસ એના નામ સંબંધી વાત કાહાડી ન હતી. માહારી પેઠ કદાચ તું પણ એને ભુલી ગયો હઇશ.

**સાનુમતી.**—(મનમાં) ખરે એમજ છે.

**રાજા.**—(વિચાર કરીને) ભાઈ, જાળવજો, જાળવજો!

**વિદૂષક.**—અરે ભાઈ શું છે? તમને એ કંઇ લાયક નહિ. સત્પુરુષ કોઈ દિવસ આવા શોકમાં આવી ઢીલા થઈ જતા નથી. કદાપિ પર્વતને વંટોળીયા વાનો ઝપાટો લાગ્યો તો શું તેથી કંઈ ડગવાનો?

**રાજા.**—અહો મિત્ર! મારા ત્યાગ કરવાથી વ્યાકુળ થયેલી એવી મારી વાહાલી તેની પણ મારા જેવી અવસ્થા થયેલી હશે એવું મને સાંભરી આવવાથી હવે હું કોહોને શરણે જાઉં એ કંઈ સુજતું નથી.

(શિખરિણી વૃત્ત)

(૧૪૧)

અહીંથી છાંડી કે સ્વજન પુઠ જાવા મન કર્યું,
ફરી ઉંચે શબ્દે ગુરુ સદૃશ શિષ્યે 'ઠર' કહ્યું; ।
સુજેલી આંસૂથી નયન ફરકાવી મુજ વિષે
મને નિર્દેને તે શર પીડતું હૈયે વિષ પડે. ॥ ૨૨૬ ॥

**સાનુમતી.**—અહો! પોતાના સ્વાર્થ વિશે માણસને કેવું લક્ષ રેહે છે? એના જીવને સંતાપ થાયછે. તેથીજ મારા જીવને આનંદ ઉત્પન્ન થાયછે.

**વિદૂષક.**—અરે ભાઈ, મારી કલ્પનામાં આવે છે કે એને કોઈ પણ આકાશમાં ફરનાર લેઈ ગયું હશે.

**રાજા.**—પોતાના પતિ એજ દેવ એમ માનનારીને પરભાર્યાંની શી મગદુર કે એમ ઉપાડી જાય? મેનકા એની મા થાય, એવું મેં સાંભળ્યું છે. તેથી મેનકાની સહિયરો અહીં આવીને એને લઈ ગઈ હોય એવી મારા મનને શંકા રેહે છે.

**સાનુમતી.**—(મનમાં) આવા રાજાને અગાડી જે વિસ્મૃતિ થઈ તેથી જેટલો વિસ્મય લાગેછે, તેટલો હાલ એને ભાન આવેથી અગાઉની વાત સાંભરી આવેછે, તે જોઈ મને વિસ્મય લાગતો નથી.

**વિદૂષક.**—જો એમ હોય તો ખરે તમારો અને એનો કોઈ કાળે પણ સમાગમ થયા વિના રેહેનાર નથી.

**રાજા.**—કેમ વારૂ?

**વિદૂષક.**—પોતાની દીકરી ભર્તારના વિયોગરૂપી દુઃખમાં પડેલી જોઈને માબાપના જીવને ખરે જંપ વળતો નથી.

**રાજા.**—અહો મિત્ર!

(ભુજંગપ્રયાત વૃત્ત)

(૧૪૨)

ખરે સ્વપ્ન, માયા હશે ભ્રાંતિ કે આ
કર્યાં પૂર્વ જે પુણ્ય તે શું ખુટ્યાં વા
ગયું તે ગયું એ ફરી ન્હૈજ આવે
ગણો વાંછના તીરના પાત જેવી.

**વિદૂષક.**—એમ શોક માં કરો. આ વીંટીનાજ દાખલા ઉપરથી તમને નથી જણાતું કે બનવા કાળ હોય છે તો ગએલી વસ્તુ પણ અણચિંતી હાથમાં આવી જાય છે?

**રાજા.**—(વીંટીને જોઈને) અરે, રે, મુદ્રિકા, તને દુર્લભસ્થાન મળ્યું હતું ત્યાંહાંથી પડી ભ્રષ્ટ થઈ; મારી પેઠે તું પણ અભાગિણી છે.

(દોહેરા)

(૧૪૩)

પ્રમાણ જો તુજ પુણ્યનું ફળથી કદી કળાય, ।
મુજ સમાન, તુજ, અંગુઠી, ઓછું તે સમજાય, ॥ ૨૨૯ ॥

સુંદર એની આંગળી અરુણ નખે બહુ સોય, ।
એ પદને પામી હતી ત્યાંથી પડી તું ભોંય. ॥ ૨૩૦ ॥

**સાનુમતી.**—( મનમાં ) જો બીજાને હાથ આ વીંટી ગઈ હોત તો ખરેખરી અભાગિણી કેહેવાત.

**વિદૂષક.**—અરે ભાઈ આ વીંટી એને હાથે શા કારણે ઘાલવી પડી હતી, વારુ?

**સાનુમતી.**—( મનમાં ) મારા મનમાં પણ એ કારણ જાણવાની ક્યારથી ઈચ્છા થઈ છે.

**રાજા.**—સાંભળ, હું મારે નગર પાછો વળતો હતો ત્યારે આંખમાં આંસુ ને એ બોલી કે "રાજાજી, આપ તરફથી સમાચાર આવતાં કેટલો કાળ વીતશે?"

**વિદૂષક.**—પછી, પછી?

**રાજા.**—પછી આ વીંટી તેની આંગળીએ ઘાલીને મેં કહ્યું જે

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૪૪ )

આ અંગુઠી ઉપર છે મુજ નામના જે
તે અક્ષરો પ્રતિદિને ગણ એક એકે, ।
પૂરા થતા લગણ તેમ ગણીશ જ્યારે
લેવા તને મુજ ગૃહે જન આવશે રે. ॥ ૨૩૧ ॥

પણ કઠણ હઈયાવાળો હું એવો કે ત્યાર પછી મેં મૂર્ખાઇથી કોઇને તેની પાસે મોકલવાની આજ્ઞા કરી નથી.

**સાનુમતી.**—( મનમાં ) વિધાતાએ એવોજ લેખ લખ્યો હશે કે આટલો જે વચમાંનો રમણીય કાળ તે વચન પળાયાં વગર જતો રહેવો જોઇએ.

**વિદૂષક.**—પછી માછીએ પકડેલા મચ્છના ઉદરમાંથી શી રીતે વીંટી જડી?

**રાજા.**—પછી તારી સખિ સચીતીર્થે સ્નાન કરવા ગઈ હતી ત્યાં નહાતાં નહાતાં ગંગાજળમાં એને હાથેથી પડી ગઇ.

**વિદૂષક.**—હાં, માટેજ આ અધર્મથી બ્હીનાર રાજાના મનમાં શકુંતલાની સાથે લગ્ન થયા વિશે શંકા ઉત્પન્ન થઈ, નહિ તો આવી રીતનો. જ્યાંહાં પ્રેમ તે ઠેકાણે એંધાણીની શી ગરજ હતી?

**રાજા.**—તો હવે મારે આ વીંટીને કાંઈ ઠપકો દેવો જોઇયે.

**વિદૂષક.**( મનમાં ) ખરે, રાજાની તો ડાગળી ચળવા લાગી.

**રાજા.**—

( વંશસ્થવિલ વૃત્ત )

( ૧૪૫ )

પડી ગઈ કોમળ આંગળીતણા
કરેથકી કાં ઉતરી જળે ઘણા?

અથવા

ન જીવ જેમાં ગુણ તે ન પારખે
પરંતુ મેં છાંડી પ્રિયા શું કારણે!

**વિદૂષક.**—( મનમાં ) શું મહારે હવે ભુખે મરી જવા વારો આવશે કે??

**રાજા.**—અરે! વગર કારણે કરેલા ત્યાગને લીધે પશ્ચાત્તાપથી મારુ કાળજું બળીને ખાખ થઈ ગયું છે. માટે હવે તો આ જીવની દયા લાવી ફરીથી દર્શન આપ.

( પડદો ઉઘાડી હાથમાં તસ્વીર લઇને ચતુરિકા પ્રવેશ કરે છે )

**ચતુરિકા.**—આ રહી રાણી સાહેબની છબિ ( એમ કહી તસ્વીર બતાવે છે. )

**વિદૂષક.**—વાહ, મિત્ર, ભાવદર્શન વસ્તુઓની મધુર યોજનાથી રમણીય લાગે છે. જુદા જુદા ઉંચા નીચા ભાગ એવા તો કાઢેલા છે કે મારી દૃષ્ટિ ઉપર નીચે જતી હોય એમ મને લાગે છે,

**સાનુમતી.**—(મનમાં) અહો, એ બધી રાજાનીજ નિપુણતા! આ ચિત્ર આબેહુબ કાઢયું છે. જાણે સખી મારા મોંહો આગળજ આ-વીને ઉભી ન હોય!

**રાજા.**—

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૪૬)

ચિત્રમાં જે દિસે ખોટું સઘળું તે સુધારૂં હું, ।
તોય લાવણ્ય ના એનું છબી પૂર્ણપણે ધરે. ॥ ૨૩૩ ॥

**સાનુમતી.**—(મનમાં) પશ્ચાત્તાપથી વધી ગએલા સ્નેહને અને ગર્વરહિત સ્વભાવને આ વાણી યોગ્ય છે.

**વિદૂષક.**—ભાઇ, આ તકતામાં ત્રણ જણિઓ જણાય છે અને બધીએ રૂપાળી છે. તો એમાં તમારી શકુંતલા તે કેઇ?

**સાનુમતી.**—(મનમાં) જ્યારે આવા સરખા રૂપને એ ઓ-ળખી કાઢતો નથિ તો તે પુરૂષને પરમેશ્વરે આંખો આપી તે ન આપ્યા સમાન છે.

**રાજા.**—ત્યારે તું કોહોને ધારે છે?

**વિદૂષક.**—મને લાગે છે કે જેના ચોટલાનું નાડું ઢીલું પડવાથી ફુલ છુટાં થઇ ગરી પડ્યાં છે, જેને મોહોડે પરસેવાના મોતૈયા આવ્યા છે, અને હાથ લાંબા થઈ રહ્યા છે, એવી જે આ, પાણી સીંચેથી ચ-ળકાટ મારતાં તાજાં પલ્લવ ફુટેલાં એવા આંબાના ઝાડને ઓથે જરા થાકી ગઈ હોય એમ ચીત્રમાં દેખાડી છે, તે શકુંતલા; અને પેલી બે એની સહિપણિઓ.

**રાજા.**—સાબાશ હોંશીયાર તો ખરો. ખરે એજ. એના ઉપર મારી પ્રીતિ છે તેની આ નિશાની, જો!

(આર્યાગીતિ વૃત્ત)

(૧૪૭)

પરસેવાવાળી આ મુજ અંગુલિનો દિસે ખરે ડાગ, ।
આ છબિની જો કોરે મલિન થયો છે વિશેષ આ ભાગ. ॥ ૨૩૪ ॥
વળી ગાલપર એના જો આ આંસુ પડેલ દેખાય, ।
ઉપસેલા ચિત્ર તણા રંગ ઉપરથી ખસૂસ જોવાય. ॥ ૨૩૫ ॥

અરે ચતુરિકા, આ વિનોદસ્થાન હજી અર્ધું ચિતરાયું છે. માટે જા, કલમદાન લેઈ આવ; એને પૂરૂં કરૂં.

**ચતુરિકા.**—આર્ય વિદૂષક, હું પાછી આવું ત્યાંહાં સુધી આ તસ્વીર ઝાલી રાખો.

**રાજા.**—એના હાથમાં શું કરવા આપે છે? લાવ, હુંજ ઝાલી રાખું. (એમ કહી પોતે ઝાલી રાખે છે; ચતુરિકા જાયછે).

**રાજા.**—અરે!

(વસન્તતિલકા વૃત્ત)

(૧૪૮)

સાક્ષાત્ પ્રિયા મુજ સમીપ ઉભેલ તેને
કાઢી મુકી બહુ દઈ અપમાન, રે, મેં, ।
તેની હવે નિરખતાં છબિ ચિત્રમાં હું
સન્માન પુષ્કળ દઈ ઉભરા શમાવું! ॥ ૨૩૬ ।
માર્ગે જતાં બહુ જળે ભરપૂર એવી
જાણે નદી મળી, ન તોય તૃષા મટાડી;
ને તે તજી દઇ ધર્યો, મૃગતૃષ્ણિકાનાં
પાણીવિષે તરસ, મારી છિપાવવામાં. ॥ ૨૩૭

**વિદૂષક.**—( મનમાં ) રાજાને તો શું કેહેવું? નદી પાર ઉતરીને હવે મૃગતૃષ્ણાભણી દોરાયા જણાય છે. (તાણીને) ભાઈ, હવે બીજું શું ચિતરવાનું બાકી રહ્યું છે?

**સાનુમતી.**—( મનમાં ) એની એવી મરજી જણાય છે કે જે જે જગાએ મારી સખિ શકુંતલા બેઠી હતી તે તે જગાની તસ્વીર કહાડવી.

**રાજા.**—સાંભળ,

( શાર્દૂલ વિક્રીડિત વૃત્ત )

( ૧૪૯ )

કાઢો ચિત્ર વિષે, વિદૂષક રુડાં જ્યાં હંસ ને હંસિની
મ્હાલે સૈકતને* વિષે સુખ થકી એવી નદી માલિની ।
ન્હાના ડુંગર રે હિમાલયતણા બે બાજુએ દોરવા,
બેઠાં ઓથ ધરી બધાં હરણ જ્યાં ટોળાં થઈ ચારવા. ॥૨૩૮॥
ઝૂલે વલ્કલ વસ્ત્ર જ્યાં મુનિતણાં વૃક્ષો તણાં ડાળથી
છે મારો અભિલાષ ત્યાં તરૂતણી છાયાવિષે ભાવથી ।
કાઢું હું હરણી રૂડી હરણના શૃંગે ઘસે એકલી
ડાબી પાસતણી સ્વતઃ નયનને શૃગાર ઇચ્છા કરી. ॥ ૨૩૯ ॥

**વિદૂષક.**—( મનમાં ) મારા મનમાં છે તેમ જો રાજા ચિતરે તો કેવું સારુ! લાંબાં લાંબાં ડાઢાંવાળા ઋષિઓનાં ઝુંડે ઝુંડ કાઢી આ છબી પૂરી કરવી!

**રાજા.**—ભાઈ, હજુ એક વાનું રહી ગયું છે. શકુંતલાને બીજો શણગાર પેહેરાવવાનો હતો તે હું ભુલી ગયો છું.

**વિદૂષક.**—તે કયો વળી?

**સાનુમતી.**—(મનમાં) વનવાસને તથા એના સુકુમારપણાને ઘટે એવોજ તે હશે.

**રાજા.**—

(વંશસ્થવિલ વૃત્ત)

(૧૫૦)

શિરીષના પુષ્પતણું, અરે સખા,
ન કર્ણ ઘાલ્યું હજુ દીટ મેં ભલા, ।
ઝુલ્યાં કરે ગાલ સુધી કરારમાં
વિશાલ તંતૂ અતિ રમ્ય પુષ્પનાં. ॥ ૨૪૦ ॥
વળી, શરચ્ચંદ્રતણા મયૂખની
સમાન જે ઉજ્વલ પત્ર તેતણી ।
રચી ન કંઠી હજુએ સ્તનાંતરે
અહીં છબીમાં ભર રંગથી, અરે! ॥ ૨૪૧ ॥

**વિદૂષક.**—ભાઈ, આ રાતી કળિના પલ્લવ સરખા શોભાયમાન હાથવડે મોંહો ઢાંકી શકુંતલા ચકિત થઈ ગઈ હોય એવી કેમ બેઠી છે વારુ? (નિહાળીને જુવે છે; જોયા પછી) અરે, પેલો રાંડેજણ્યો ભમરો ફૂલના રસમાં લીન થઇ આ બાપડીના મોહોને પીડા કર્યાં કરે છે.

**રાજા.**—ત્યારે એ લુચ્ચાને વારની.

**વિદૂષક.**—મહારાજ આડે રસ્તે ચાલનારને શિક્ષા કરનાર આપ જાતે સમર્થ છો માટે આપે એને વારવો જોઇએ.

**રાજા.**—ઠીક, અરે ઓ પુષ્પવલ્લિ ઉપર ટાંપી રહેનાર, અભ્યાગત, કેમ અહીં ચારે પાસ ભમતો ફરે છે?

(આર્યાગીતિ વૃત્ત)

(૧૫૧)

આ બેઠી મધમાખી ફૂલપર જોતી રહીછ તુજ વાટ, ।
તારામાં અનુરક્તા મધુ નથિ પીતી તૃષાળુ જો દાટ. ॥ ૨૪૨ ॥

**સાનુમતી.**—( મનમાં ) ઉગ્ર કુળની સભ્યતાની રીત પ્રમાણે એને ખરેખરો વાર્યો!

**વિદૂષક.**—એને આટલું કહી કાઢી મુક્યો તોયે એ હઠીલો જતો નથી. જાતેજ કોઇ લફંગો દિસે છે.

**રાજા.**—અરે, ઓ, મારી આજ્ઞા માનતો નથિ કે? તે સાંભળ હમણાં

( વસંતતિલકા વૃત્ત )

( ૧૫૨ )

શોભેછ બાલ તરુ પલ્લવ તાજુ તેવા,
મેં જ્યાં કર્યું મદન ઉત્સવપાન એવા, ।
બિમ્બાધરે, ભ્રમર, તું અડક્યો પ્રિયા જો
પૂરીશ હું કમલના ઘરમાં તને તો. ॥ ૨૪૩ ॥

**વિદૂષક.**—આવા સકત દંડની જેણે ધમકી દીધી તેનાથી હવે એ શું નહિ બીહે? ( હસીને મનમાં ) રાજા તો હવે ખરેખર હાથથી ગયો એમાં કાંઈ સન્દેહ નહિ. અને એની સોબતમાં હું પણ ગાંડુ ઘેલું બોલતાં શિખ્યો (તાણીને) અરે ભાઈ, એતો ચિત્રમાંનો ભમરો છે.

**રાજા.**—શું ચિત્રમાંનો છે?

**સાનુમતી**—( મનમાં ) હું પણ એ વસ્તુ શી છે તે બરાબર સમજી ન હતી તો એને સમજણ ન પડે કે આ ચિત્રેલું છે એમાં શી નવાઇ?

**રાજા.**—અરે પ્રિય મિત્ર, તું એવા દુષ્ટ સ્વભાવનો ક્યાંહાંથી કે મને ખરેખરૂં હતું તે કહી દીધું?

( આર્યા ગીતિ વૃત્ત )

(૧૫૩)

દર્શનસુખ ભોગવતાં સાક્ષાત્ તન્મય થયું હતું મન આ, ।
એવાને સ્મૃતિ આપી છબી રૂપ તેં કરી પુનઃ કાન્તા. ॥ ૨૪૪ ॥

( એમ કહીને ડળક ડળક આંસુ પાડેછે. )

**સાનુમતી.**—અહો વિરહનો રસ્તો કેવળ ન્યારોજ છે! જુવો કે પેહેલાં એક વસ્તુ ગમતી હોય તેની તેજ પાછી અણગમતી થઇ જાયછે.

**રાજા.**—ભાઈ, પ્રિયા વગરનું આવું દુઃખ હું ક્યાંહાં સુધી ભોગવ્યાં કરીશ? મને કોઈ દહાડો જંપ વળશે કે નહિ?

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૫૪)

જાગી જાતાં પડ્યો બંધ એનો સ્વપ્ને સમાગમ, ।
અશ્રુ જોવા વળી ના દે ચિત્રમાં પણ વ્હાલીને*. ॥ ૨૪૫ ॥

**સાનુમતી.**—( મનમાં ) ધન્ય છે રાજા તને. શકુંતલાને તિરસ્કાર કરી કાઢી મુકી તેના સર્વ દુઃખનો તું બદલો વાળી ચુકયો.

**ચતુરિકા.**—જય, જય, મહારાજ. કલમદાન લેઇને હું આવતી હતી એટલે—

**રાજા.**—પછી?

**ચતુરિકા.**—આવતાં આવતાં રસ્તામાં તરલિકા દાસીને લેઇને રાણી વસુમતી જતાં હતાં તે મળ્યાં અને મને કહ્યું કે લાવ હું એ રાજા પાસે લેઈ જઇશ. એમ કહી મારા હાથમાંથી કલમદાન ઝુંટાવી લીધું.

**વિદૂષક.**—મોહોટું નસીબ તારું કે તું એના હાથમાંથી છુટી આવી.

**ચતુરિકા.**—એમ કરતાં રાણી સાહેબનું લુગડું ઝાડના કાંટામાં ભરાઈ ગયું તે તરલિકા કાઢવા લાગી એટલામાં હું ઝટ નાહાસી

**રાજા.**—અહો મિત્ર, રાણીને માન ઘણું આપું છું. તેથી એને ગર્વ ચઢી ગયો જણાયછે. હમણાં આવશે, માટે, ભાઈ, તું આ છબિ સંતાડી રાખ.

**વિદૂષક.**—એમ કોહોની કે તું તારા જીવને સંભાળજે. છબિને સંતાડવાનું કાં કોહોછો? ( છબિ હાથમાં લેઈ ઉઠીને ) જ્યારે આ જનાનખાનાની બલામાંથી છુટા થાઓ ત્યારે મને મેઘાડંબર નામના મેહેલમાં તેડવા મોકલજો ( એમ કહીને થેકડા મારતો જાયછે. ).

**સાનુમતી.**—બીજીમાં એનું ચિત્ત લાગેલું છે તોપણ પેહેલીનું હજીએ માન રાખે છે ખરો. પરંતુ એનો મિત્ર તો ખરેખર નરમ પડી ગયો છે.

**પ્રતીહારી.**—( હાથમાં કાગળ લેઇને આવે છે ) જય જય મહારાજ!

**રાજા.**—અરે વેત્રવતી, રસ્તામાં તેં રાણીને દીઠી કે નહિ?

**પ્રતીહારી.**—દીઠાંજ તો. મારા હાથમાં કાગળનો લખોટો જોઇને તે પાછાં વળ્યાં.

**રાજા.**—રાણી વ્યવહારમાં ઘણી કુશળ જણાયછે, હું રાજકારભારમાં લાગ્યો હોઉંછું ત્યારે મને અડચણ કરવા આવતી નથી.

**પ્રતીહારી.**—મહારાજ, પ્રધાનજીએ વિનંતિ કરી કેહેવડાવ્યું છે કે હાલમાં ઉપજનિપજનો હિસાબ કાઢવાનો હતો તેથી નગરના લોક તરફથી માત્ર એકજ કજીઆ ઉપર વિચાર કરવામાં આવ્યો છે. માટે આપનો અભિપ્રાય આ કાગળમાં પ્રગટ કરી લખી મોકલશો.

**રાજા.**—કાગળ દેખાડ, ક્યાંહાં છે?

( પ્રતીહારી કાગળ આપેછે )

**રાજા.**—( પત્ર વાંચીને ) કરવું કેમ? " કોઈ વાહાણવટી નામે શેઠ ધનમિત્ર વાહાણમાં બેસીને જતો હતો તેટલામાં તેને તોફાન

લાગવાથી એ વાહાણની સાથે ડુબી મુઓ. એ બીચારાને પેટ કાંઈ સંતાન નથી માટે એનું સઘળું દ્રવ્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે સરકારમાં આવવું જોઈએ." એ પ્રમાણે પ્રધાન લખેછે. શિવ, શિવ, શિવ! સંતાન ન હોય એ મ્હોટું દુઃખ છે. મ્હોટો ધનવાન છે એમ લખેછે તેથી મને લાગેછે કે એને સ્ત્રીઓ પણ બહુ હશે ખરી. તજવીજ કરો, કેમ છે? એની સ્ત્રીઓમાંની કોઈ ગર્ભિણી છે?

**પ્રતીહારી.**—મહારાજ, એમ સાંભળ્યું છે ખરું કે તેની એક સ્ત્રી અયોધ્યાના કોઈ મહાજનની દીકરી થાયછે, અને હમણાંજ વિધિપૂર્વક તેનું સીમંત* કર્યું છે.

**રાજા.**—છોકરુ પેટમાં હોય તોપણ તેને બાપની મિલકતના વારસાનો હક્ક છે. જા, જઇને પ્રધાનને કહે કે એ પ્રમાણે રાજાનો નિર્ણય છે.

**પ્રતીહારી.**—જેવી મહારાજની આજ્ઞા. (એમ કહી પ્રતીહારી ચાલવા માંડેછે)

**રાજા.**—અરે, અહીં આવ.

**પ્રતીહારી.**—આજ્ઞા, મહારાજ.

**રાજા.**—એને સંતાન છે કે નહિ એ વિષે કોઇએ પંચાત કરવી નહિ.

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૫૫)

જેને જે સ્નિગ્ધબંધુની પડે ખોટ પ્રજામહીં,।
તેનો તે બંધુ દુષ્યંત જાણો, પાપ ન જો અડે ॥ ૨૪૬ ॥

---

* સીમંત શબ્દનો મૂળ અર્થ 'ચોટલાની સેંથી' છે. सीमन्तः केशवेशः. સ્ત્રી પ્રથમ ગર્ભિણી થાય તે વખત ચોટલો હોળવાની એક જાતની વિધિ કરવામાં આવતી અને હજુ પણ તે પ્રમાણે વિધિ કરવામાં આવેછે. તે ઉપરથી સીમંત શબ્દનો અર્થ અઘરણી એવો થયેલો જણાયછે.

**રાજા.**—અહો મિત્ર, રાણીને માન ઘણું આપું છું. તેથી એને ગર્વ ચઢી ગયો જણાયછે. હમણાં આવશે, માટે, ભાઈ, તું આ છબિ સંતાડી રાખ.

**વિદૂષક.**—એમ કોહોની કે તું તારા જીવને સંભાળજે. છબિને સંતાડવાનું કાં કોહોછો? (છબિ હાથમાં લેઈ ઉઠીને) જ્યારે આ જનાનખાનાની બલામાંથી છુટા થાઓ ત્યારે મને મેઘાડંબર નામના મેહેલમાં તેડવા મોકલજો (એમ કહીને થેકડા મારતો જાયછે.)

**સાનુમતી.**—બીજીમાં એનું ચિત્ત લાગેલું છે તોપણ પેહેલીનું હજીએ માન રાખે છે ખરો. પરંતુ એનો મિત્ર તો ખરેખર નરમ પડી ગયો છે.

**પ્રતીહારી.**—(હાથમાં કાગળ લેઇને આવે છે) જય જય મહારાજ!

**રાજા.**—અરે વેત્રવતી, રસ્તામાં તેં રાણીને દીઠી કે નહિ?

**પ્રતીહારી.**—દીઠાંજ તો. મારા હાથમાં કાગળનો લખોટો જોઇને તે પાછાં વળ્યાં.

**રાજા.**—રાણી વ્યવહારમાં ઘણી કુશળ જણાયછે, હું રાજકારભારમાં લાગ્યો હોઉંછું ત્યારે મને અડચણ કરવા આવતી નથી.

**પ્રતીહારી.**—મહારાજ, પ્રધાનજીએ વિનંતિ કરી કેહેવડાવ્યું છે કે હાલમાં ઉપજનિપજનો હિસાબ કાઢવાનો હતો તેથી નગરના લોક તરફથી માત્ર એકજ કજીઆ ઉપર વિચાર કરવામાં આવ્યો છે. માટે આપનો અભિપ્રાય આ કાગળમાં પ્રગટ કરી લખી મોકલશો.

**રાજા.**—કાગળ દેખાડ, ક્યાંહાં છે?

(પ્રતીહારી કાગળ આપેછે)

**રાજા.**—(પત્ર વાંચીને) કરવું કેમ? "કોઈ વાહાણવટી નામે શેઠ ધનમિત્ર વાહાણમાં બેસીને જતો હતો તેટલામાં તેને તોફાન

**સાનુમતી.**—( મનમાં ) હવે તારી સંતતિ અવિચળ રહેશે, તું ફીકર કરીશ માં.

**ચતુરિકા.**—( મનમાં ) વેત્રવતી, આ શાહુકારની વાત સાંભળી ત્યારનો રાજાના મનને બહુ ઉદ્વેગ થયો હોય એમ જણાયછે. માટે એના મનને દિલાસો દેવાસારુ મેઘાડંબરથી* આર્ય વિદૂષકને બોલાવી આવ.

**વેત્રવતી.**—બરાબર અક્કલ દોડાવી.

**રાજા.**—દુષ્યંતના પિત્રિયોને મહા સંકટનો વખત આવ્યો કેમકે

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૫૭ )

"આના પછી કુળવિષે શ્રુતિશાસ્ત્ર રીતે
રે! કોણ પાઇ જળ તર્પણ નિત્ય કર્શે†"? ।
એવું કહી પિતૃજનો મુજ વંશકેરા
પીતા હશે જલ, ખરે, ધવલાશ્રુમિશ્ર? ॥ ૨૪૯ ॥

( એમ કહી મૂર્છાગત થાયછે )

**ચતુરિકા.**—( ગભરાતી ગભરાતી જોઇને ) ઘણી ખમા, મહારાજ, ઘણી ખમા.

**સાનુમતી.**—( મનમાં ) છતો દીવો ઝળ ઝળ બળતાં પડદાના દોષથી એને અંધારુ વેઠવું પડેછે. ત્યારે લાવ હમણાંજ એની ચિંતા દૂર કરૂં. પણ એમ કરવું તે ઠીક નહિ; શકુંતલાને મહેંદ્રની જનેતા દિલાસો દેતી હતી તેને મોહોડેથી મેં સાંભળ્યું જે દેવ યજ્ઞભાગના ભુખ્યા છે; માટે દુષ્યંત થોડા કાળમાં એની ધર્મપત્નીને ખુશીથી બોલાવે એવી તેઓ

---

* મેઘાડંબર એટલે વાદળાં જેવડો ઉંચો મેહેલ † પાણીના ખોબલા ભરી પિત્રિનું તર્પણ કરવું અને વરસમાં એક અથવા બે વખત શ્રાદ્ધ કરવું એ દ્વિજનો ધર્મ મનુએ કહેલો છે.

પ્રતીહારી.—એજ પ્રમાણે ઢંઢેરો પીટાવવો જોઇએ. (બહાર નીકળીને વળી પાછી આવી) ખરે ટાંકણે વરસાદ આવેથી લોકોને જેવો આનંદ થાયછે તેજ પ્રમાણે આ અવસરે આપનો આવો હુકમ સાંભળી સર્વ લોક રળીઆત થયા છે.

રાજા.—(લાંબો તથા ઉંનો શ્વાસ નાંખી) અરે, રે! આજ પ્રમાણે સંતાન વિના નિરાધાર એવાં કુલોમાં મૂળ પુરુષના મરવાથી સંપત્તિ પારકાને હાથ જાયછે! હાય, હાય! તેમજ મારા અંતકાળે આ પુરુવંશની લક્ષ્મીની પણ એવીજ અવસ્થા થવાની!

પ્રતીહારી.—મહારાજ, નારાયણ કરે ને એવું નિષિદ્ધ ન થાય.

રાજા.—ઘર પુછતી લક્ષ્મી ચાંલો કરવા આવી તે વખત એને અપમાન દેઈ મેં કાઢી મુકી. મને ધિક્કાર હજો!

સાનુમતી.—(મનમાં) ખરેખાત, મારી સખી એને સાંભરી આવી તેથીજ એ પોતાના આત્માને ધિક્કારેછે.

રાજા.—

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૫૬)

રોપ્યું હતું મેં મુજ રૂપ બીજ
મ્હોટો ધરીને અભિલાષ, પૂર્વે।
તથાપિ નિષ્કારણ ધર્મપત્ની,*
તજી અરે! મેં કુલની પ્રતિષ્ઠા!॥ ૨૪૭ ॥
રોપ્યું સુકાલે શુભ બીજ જેમ
ઉગી ઉઠે જેવી જમીન થાય।
તયાર રૂડું ફળ આપવાને,
તજે ધણી એ સમયેજ તેને. ॥ ૨૪૮ ॥

**સાનુમતી.**—(મનમાં) હવે તારી સંતતિ અવિચળ રહેશે, તું ફીકર કરીશ માં.

**ચતુરિકા.**—(મનમાં) વેત્રવતી, આ શાહુકારની વાત સાંભળી ત્યારનો રાજાના મનને બહુ ઉદ્વેગ થયો હોય એમ જણાયછે. માટે એના મનને દિલાસો દેવાસારુ મેઘાડંબરથી* આર્ય વિદૂષકને બોલાવી આવ.

**વેત્રવતી.**—બરાબર અક્કલ દોડાવી.

**રાજા.**—દુષ્યંતના પિત્રિયોને મહા સંકટનો વખત આવ્યો કેમકે

(વસન્તતિલકા વૃત્ત)

(૧૫૭)

"આના પછી કુળવિષે શ્રુતિશાસ્ત્ર રીતે
રે! કોણ પાઇ જળ તર્પણ નિત્ય કર્શે†"?।
એવું કહી પિતૃજનો મુજ વંઝકેરા
પીતાં હશે જલ, ખરે, ધવલાશ્રુમિશ્ર? ॥ ૨૪૯ ॥

(એમ કહી મૂર્છાગત થાયછે)

**ચતુરિકા.**—(ગભરાતી ગભરાતી જોઇને) ઘણી ખમા, મહારાજ, ઘણી ખમા.

**સાનુમતી.**—(મનમાં) છતો દીવો ઝળ ઝળ બળતાં પડદાના દોષથી એને અંધારુ વેઠવું પડેછે. ત્યારે લાવ હમણાંજ એની ચિંતા દૂર કરૂં. પણ એમ કરવું તે ઠીક નહિ; શકુંતલાને મહેંદ્રની જનેતા દિલાસો દેતી હતી તેને મોહોડેથી મેં સાંભળ્યું જે દેવ યજ્ઞભાગના ભુખ્યા છે; માટે દુષ્યંત થોડા કાળમાં એની ધર્મપત્નીને ખુશીથી બોલાવે એવી તેઓ

---

* મેઘાડંબર એટલે વાદળાં જેવડો ઉંચો મેહેલ † પાણીના ભરી પિત્રિનું તર્પણ કરવું અને વરસમાં એક અથવા બે વખત શ્ર એ દ્વિજનો ધર્મ મનુએ કહેલો છે.

યોજના કરશે માટે એવો અવસર આવે ત્યાંહાં સુધી હું શકુંતલા પાસે જઈ આ વૃત્તાંત એ મારી પ્રિય સખિને કહી દિલાસો દેઇ આવું (એમ કહી અંતરિક્ષ માર્ગે ઉડી ગઇ).

(પડદામાં)

માર્યો, રે, માર્યો!!

રાજા.—(કાન દેઇને) અરે! માધવ્ય કાંઇ સંકટમાં આવી પડયો હોય તેમ એના જેવો સ્વર જણાયછે. કોણ છે, રે, કોણ એ, ભાઈ?

પ્રતીહારી.—(દોડતી દોડતી આવીને) આપણા મિત્રને પ્રાણ-સંકટ આવી પડયું છે માટે રક્ષણ કરો, મહારાજ.

રાજા.—એ બીચારાને કોણ મારેછે?

પ્રતીહારી.—અદૃષ્ટ રૂપે કોઈ રાક્ષસ વિદૂષકને પકડી ને મેઘા-ડંબર મહેલની અગાસી ઉપર લઈ ગયો હોય એમ જણાયછે.

રાજા.—(ઉઠીને) એમ થવું ન જોઇએ. શું મારા મકાનમાં પણ પિશાચ ભરાઈ પેઠા કે? અથવા

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૫૮)

પ્રમાદના કારણથી ન જાણે
દિને દિને જે નિજ ઠોકરોને, ।
છે શક્તિ તેમાં કદિ જાણવા કે
વર્તે કિયે માર્ગ પ્રજા બધી એ? ॥ ૨૫૦ ॥

(પડદામાં)

અરે મિત્ર, કોઈ ધાઓ, રે, ધાઓ, રે!!

રાજા.—(લાંબે પગલે ચાલીને) અરે ભાઈ. બીહીશ માં. બીહીશ માં.

(પડદામાં)

અરે, કોઇ ધાઓ, રે, ધાઓ, રે! કેમ ન બીહું? આ કોઇ પાછળથી મારી ડોકી ઝાલી નમાવી શેલડીના સાંઠાની પેઠ મારા કડકે કડકા કરી નાંખવાનું કરેછે. કોઇ મારી વારે ચઢો, રે, વારે ચઢો, રે!

**રાજા.**—(આમ તેમ નજર કરી) લાવ, રે, ધનુષ્ય લાવ, શું જુએછે?

**યવની.**—(હાથમાં ધનુષ લેઇ રાજા પાસે આવીને) મહારાજ, લો આ ધનુષ તથા હસ્તરક્ષા.

(રાજા બાણ સહિત ધનુષ ઝાલેછે)

(પડદામાં)

દોહરા

(૧૫૯)

કંઠતણા તુજ લોહિને તાજું પીવા આજ ।
તલપુંછું આ ઠામ હું અવર ન કરવા કાજ; ॥ ૨૫૧ ॥
જેમ પછાડા મારતા પશુને ધરેછ વાઘ, ।
તેજ પ્રમાણે તુજ કરું ચૂરેચૂરા સદ્ય. ॥ ૨૫૨ ॥
દુખી તણું દુખ ભાગવા ધનુષ ધરેછ સદાય ।
એ દુષ્યંત કરો હવે રક્ષણ તુજ આ વાર. ॥

**રાજા.**—(રોષમાં) હેં! શું મને પણ તંખલાની તોલે ગણેછે કે? ઉભો રહે. ચોટ્ટા, અઘોરી ચંડાળ, હમણાં તને હતો ન હતો કરી નાંખુછું. (બાણ ચઢાવી) અરે વેત્રવતી, અગાશીએ જવાનો માર્ગ ક્યાંહાં છે તે બતાવ.

**વેત્રવતી.**—આમ, આમ, મહારાજ.

(સર્વે ઉતાવળાં ઉતાવળાં જાયછે)

રાજા.—(આસપાસ જોઇને) આ શું! અહીં તો કાંઈ દેખાતું નથી! બધું સૂનું સૂનું લાગેછે.

(પડદામાં)

ધાઓ, રે, ધાઓ, હું તમને દેખુંછું પણ તમે મને દેખતા નથી. બિલાડીએ ઉંદર પકડયો હોય તેની પેઠે હાલ મને મારા જીવનો ભરુંસો નથી.

રાજા.—નજરબંધી વિદ્યાના જોરનું તું અભિમાન રાખેછે? આ મારું શસ્ત્ર તેં જોયું છે? જો! આ બાણ ચઢાવુંછું.

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૬૦)

મારશે, તે તને વધ્ય પાળશે દ્વિજ રક્ષ્ય જે; ।
જેમ હંસ ચુસે દુધ, ભળેલ જળ છોડીને. ॥ ૨૫૩ ॥

(એમ કહીને બાણ તકાવે છે)

(માતલિ વિદૂષકને છુટો મુકી સાથે લેઇને આવેછે)

(વંશસ્થવિલ વૃત્ત)

(૧૬૧)

નિશાન તારું કર દૈત્યની ભણી
થઇછ એવી બહુ વૃત્તિ ઇંદ્રની ।
ન સજ્જનો મિત્ર ભણી કરે જરા
શરોતણો ઘા પણ નેત્ર પ્રીતિદા. ॥ ૨૫૪ ॥

રાજા.—(પોતાનું શસ્ત્ર કોરે મુકી) અહો! આ કોણ? ઇંદ્રરાજાના સારથી માતલિ કે? ભલે આવ્યા, નમસ્કાર.

વિદૂષક.—(આવીને)જોયું આ? યજ્ઞમાં પશુને મારવાને તયાર થયો હોય તેમ જે ધણિ મારા ચૂરેચૂરા કરવાની તયારીમાં હતો તેને રાજા ભલે આવ્યા એમ કહી મોહોટું માન આપેછે! હવે તે શું કહેવું?

**માતલિ.**—(મોહો મલકાવીને) અહો આયુષ્મન્ ઇંદ્રે મને આપની પાસે શા સારૂ મોકલ્યો છે તેની હકીકત જરા સાંભળો.

**રાજા.**—સાંભળુંછું, કહો.

**માતલિ.**—કાલ*નેમિના વંશમાંનો દુર્જય નામનો કોઈ દૈત્ય-ગણ છે

**રાજા.**—હા, છે ખરો. નારદ પાસેથી પણ એજ પ્રમાણે મારા સાંભળવામાં આવ્યું છે.

**માતલિ.**—

(દોહોરા)

(૧૬૨)

ઇંદ્રમિત્રથી, રે, ખરે અજિંક્ય એ છે દૈત્ય, ।
તેને હણવા રણ મુખે નીમ્યો તને, નરેશ;† ॥ ૨૨૫ ॥
સૂર્યથકી પણ થાય ના નિશઅંધારુ દૂર ।
ચંદ્ર કરે ક્ષણવારમાં જો હોયે ભરપૂર. ॥ ૨૫૬ ॥

માટે આપ શસ્ત્ર લેઇને મેં હમણાંજ આ ઇંદ્રનો રથ આણ્યો છે તેમાં બેશી દૈત્યોને જીતવા ચાલો.

**રાજા.**—ઇંદ્રરાજાની આટલી સંભાવનાથી એઓનો મારા ઉપર મોહોટો ઉપકાર થયો છે. પણ કહો, આ વિદૂષકને તમે આમ કેમ દુભવ્યો વારુ?

**માતલિ.**—તે પણ કહુંછું. મને એમ જણાયું કે આપ કાંઈ પણ નિમિત્તથી શોકમાં ગરક થયેલા છો તેથી કોઇ પણ પ્રકારે

---

* કાલનેમિ એ હિરણ્યકશિપુ નામના દૈત્ય અથવા અસુરનો પુત્ર હતો. એને સો હાથ અને સો મસ્તક હતાં.

† નાશ કરનારો.

તમને પાછું શૂર ચઢે તે માટે કોપાયમાન કરવા સારુ આટલું મારે કરવું પડ્યું. કેમકે

( દોહોરા )

(૧૬૩)

ઇંધન સંકોર્યેં ઉઠે ભડકે ભડકા આગ;
વકર્યો ફેંણથકી કરે ફુફવાટા ખુબ નાગ. ॥ ૨૫૭ ॥
તેમજ માણસ જાણજો જો છેડ્યો ક્ષણ વાર।
કરે કોપથી પ્રગટ એ નિજ મહિમા નિરધાર. ॥ ૨૫૮ ॥

રાજા.—( વિદૂષકના કાનમાં ) ઇંદ્રિ સરખા દેવરાજાની આજ્ઞા મારાથી ઉલ્લંઘન થાય નહિ; માટે પ્રધાનને આ સઘળી વાતથી માહિત કરી મારું નામ દેઇ આટલું કહેજે કે

( દોહોરા )

( ૧૬૪ )

કેવલ તારી બુદ્ધિથી પાળ પ્રજા મુજ સર્વ, ।
પણછ ચઢેલા ધનુષનું અવર ઠામ છે કર્મ. ॥ ૨૫૯ ॥

વિદૂષક.—જેવી મહારાજની આજ્ઞા.

માતલિ.—આયુષ્મન્, રથમાં બિરાજીયે.

રાજા.—રથમાં બેસેછે. )

( સર્વે ઉઠીને જાયછે )

છઠ્ઠો અંક સમાપ્ત.

---

# અંક સાતમો.

## સ્થળ,—અંતરિક્ષ.*

### પાત્ર.

રાજા.....................દુષ્યંત.

માતલિ..................ઇંદ્રનો સારથી.

બાળક..................શકુંતલાનો પુત્ર.

પેહેલી તપસ્વિની }
બીજી તપસ્વિની } ...બાળકને સંભાળનારી સ્ત્રી.

શકુંતલા................કણ્વઋષિની કન્યા.

મારિચ ઋષિ..........સ્વયંભૂનો પુત્ર.

અદિતિ................મારીચ ઋષિની સ્ત્રી.

શિષ્ય..................મારીચ ઋષિનો.

( રાજા દુષ્યંત તથા માતલિ ઇંદ્રિનાં† રથમાં બેશી અંતરિક્ષમાર્ગે હેઠળ ઉતરેછે )

**રાજા.**—અહો માતલી. ઇંદ્ર રાજાની આજ્ઞા તો મેં માથે ચઢાવી; તથાપિ તેમનો અતિશય સત્કાર જોતાં મેં કાંઈ કર્યું નથી એમ મને લાગેછે.

**માતલિ.**—( મોહો મલકાવીને ) બંને જણ પોતાના મનમાં અસંતુષ્ટ દેખાઓછો.

( આર્યા ગીતિ વૃત્ત )



પ્રથમ કરેલો આપે ઇંદ્ર ઉપર ગુણ તમે ન ગણગારો, ।
એનો તમપર આદર તે મન લાવી વિશેષ સંભારો ॥ ૨૬૦

---

* આકાશ. † દેવનો રાજા અને સ્વર્ગનો અધિપતિ.

એ પણ આપતણા આ પરાક્રમોથી ઘણો ચકિત થઇને ।
સંતોષે નવ લેખે આપભણી સત્ક્રિયા કરી એણે. ॥ ૨૬૧ ॥

**રાજા.**—અહો માતલિ, એમ માં બોલો. મને વળાવતી વખતે ઇંદ્રે મારો જે સત્કાર કર્યો છે, અહા, હા! તે મારા ખ્યાલમાં પણ કદિ ન હતો. મને સર્વ દેવમંડળીની સમક્ષ પોતાની પાસે અર્ધ આસને બેસાડીને

( ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત )

(૧૬૬)

અંતર્વિષે છે અભિલાષ જેને
મને મળે હાર ભરી સભામાં,
જયંત* એવો ધરી આશ બેઠો
ભાળી હસ્યા પુત્ર ભણી મહેંદ્ર; ॥ ૨૬૨ ॥
પછી બધા દેવ સમક્ષ દેઇ
અર્ધાસને ઠામ, મને ઉરેથી
અર્પી હરિચંદન યુક્ત માલા†
મંદાર કેરી‡ હરિએ ગળામાં. ॥ ૨૬૩ ॥

**માતલિ.**—દેવના તરફથી શા સત્કારને આપ લાયક નથી? આપને એ જેટલું માન ન આપે એટલું ઓછું સમજવું. જુવો!

---

*જયંત એ ઇંદ્રનો પુત્ર, ઇંદ્રની પ્રિય સ્ત્રી શચી અથવા પૌલોમીના પેટનો. † ચોળેલું જે છાતી ઉપર ચંદન તેથી પીળી થયેલી એવી મંદારમાળા ઇંદ્રે પોતાની છાતી ઉપરથી કાઢી મારા ગળામાં ઘાલી.

‡ સ્વર્ગમાં જે પાંચ મોહોટાં વૃક્ષ કહેવાય છે તેમાંનું એક વૃક્ષ નામે મંદાર તેના ફુલની માળા તે મંદારમાળા. બાકીના ચાર વૃક્ષનાં નામ:—હરિચંદન, સંતાન, પારિજાત અને કલ્પવૃક્ષ.

(દ્રુતવિલમ્બિત વૃત્ત)
(૧૬૭)

અમરલોકથકી* ઉખડી ગયો
અસુરકંટક બે જણથીજ જો, ।
પ્રથમ કાર્ય થયું નરસિંહના
નખવડે, પછીથી તમ બાણથી. ॥ ૨૬૪ ॥

**રાજા.**—આમાં રુડો પ્રતાપ ઇંદ્રનો. એનો મહિમા સર્વથા સ્તુત્ય છે.

(વસન્તતિલકા વૃત્ત)
(૧૬૮)

હોયે ઘણાં કઠણ કાર્ય મહત્વ કેરાં
તે જો પ્રભુ ખુશી થઇ નીજ સેવકોને ।
સોંપે અને યશ મળે કદિ તેમને ત્યાં
તો જાણવો પ્રભુતણોજ પ્રતાપ તેમાં. ॥ ૨૬૫ ॥
શું નષ્ટ, રે! થઈ શકે કદિ અંધકાર
આવા ખરે અરુણથી ઘડિ એકવાર, ।

---

* અમરલોક (સ્વર્ગ) માંથી દૈત્યરુપી જે કાંટો નિકળી ગયો તે માત્ર બે જણાથીજ. એક તો વિષ્ણુએ નૃસિંહાવતાર ધર્યો તે સમયે એ કામ થયું અને બીજી વખત હમણાં તમારા બાણથી થયું. મતલબ એ કે તમે (દુષ્યંત) પરાક્રમમાં વિષ્ણુના સરખા છો. અમરલોક (અમર, દેવ; લોક (Latin locus, a place) સ્થાન); દેવનું સ્થાન, સ્વર્ગ, કંટક, કાંટો વિષ્ણુએ પૃથ્વી ઉપર આવીને દશ અવતાર ધર્યા તેમાંનો 'નૃસિંહ' નામનો [illegible] એક અવતાર છે. નૃસિંહ (નૃ, પુરુષ; સિંહ, સિંહ નામનું જનાવર) [illegible]તારમાં અર્ધું રુપ માણસનું અને અર્ધું સિંહનું ધારણ કરી હિરણ્યકશિપુ [illegible]મના ગર્વિષ્ઠ જે રાક્ષસે ઇન્દ્રાસન લીધું હતું તેને નખના પંજાથી મારીને [illegible]ર્ગ, પૃથ્વી, અને પાતાલનું રક્ષણ કર્યું.

એને સહસ્ર કિરણે બહુ શોભનારો,
ના સૂર્ય હોય રથ આગળ રાખનારો ? ॥ ૨૬૬ ॥

**માતલિ.**—એ પણ દૃષ્ટાંત ખરેખરું છે. ( થોડેક આઘે જઈને ) અહો આયુષ્મન્, જુવો, જુવો! આપના યશની સૌભાગ્યતા ઠેઠ આકાશ સુધી પોહોચી છે.

( ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત )

( ૧૯૯ )

બાકી રહેલા સુરસુંદરીના*
શૃંગારમાંના વિધવિધ રંગે ।
વસ્ત્રોવિષે કલ્પલતાતણાં† આ
આકાશના લોક જુવો લખેછે ॥ ૨૬૭ ॥
પરાક્રમો સર્વ કરેલ આપે
તેનું ધરી ચિંતન ચિત્તમાંહે ।
પછી રચી પદ્યરૂપે ચરિત્ર
ગવાય એવું લલિતાર્થ‡, મિત્ર! ॥ ૨૬૮ ॥

**રાજા.**—માતલિ, અસુરને મારવાની હોંસમાં હતો તેથી સ્વર્ગનો માર્ગ જોવાનું મને લક્ષ રહ્યું નહિ. આપણે સપ્તવાયુમાંના§ કિયા વાયુના માર્ગમાં ચાલિએ છિએ, વારુ ?

---

* દેવાંગના અથવા દેવોની સ્ત્રીઓ.

† કલ્પવૃક્ષની છાલનાં વસ્ત્રોવિષે.

‡ લલિતાર્થ એટલે સુંદર છે અર્થ જેમાં. લલિતાર્થ એ બહુવ્રીહિ સમાસ છે.

§ વિષ્ણુપુરાણમાં આખા જગતમાં ત્રણ ભાગ કલ્પેલા છે 'તેને ત્રણ લોક' કહેછે. એક તો ભૂલોક, બીજો ભુવર્લોક, ત્રીજો સ્વર્લોક, આખા આકાશના સાત ભાગ પાડેલા છે તેમને 'સપ્તમાર્ગ' અથવા 'સપ્તપથ' કરી કહેછે અને

માતલિ.—

( દોહોરા. )

( ૧૭૦ )

પરિવહ* જેને કે'છ તે પવન તણો આ માર્ગ, ।
વહેછ જ્યાં મંદાકિની† ઠેઠ પો'ચતી સ્વર્ગ. ॥ ૨૬૯ ॥
ત્રિમાર્ગવાળી એ નદી તે પર વાતો જાય, ।
સપ્તર્ષિનેય નિયમમાં ફેરવતો તે હોય. ॥ ૨૭૦ ॥
ને તારામંડળતણા કિરણ જતા ચોપાસ, ।
તેને વર્તાવે બધે સમાન રીતે ખાસ. ॥ ૨૭૧ ॥

---

એ સાત માર્ગમાં એક માર્ગને એક જાતનો વાયુ હોયછે. ભૂલોક (જેમાં પૃથ્વી અને પાતાલ અથવા અધોલોક ની ગણના છે) તેથી તે ભુવર્લોક સુધીના વચલા માર્ગને મેઘમાર્ગ કરી કહે છે અને તહીં જે વાયુ છે તેને આવહ નામનો વાયુ કહેછે અને તેનું કામ એ કે વાદળાં, વિજળી, ઇત્યાદિ અહીંથી તહીં લેઈ જવાં. અને સ્વર્લોકના છ માર્ગ નીચે પ્રમાણે. ૨. બીજો, સૂર્યનો અને તેના વાયુને પ્રવહ અથવા પ્રવાહ કરી કહેછે. ૩ ત્રીજો, ચંદ્રનો. તેના વાયુને સંમહ અથવા સંવાહ કહેછે. ૪. ચોથો માર્ગ નક્ષત્રનો. તેના વાયુને ઉદ્વહ કરી કહેછે જેથી તમામ નક્ષત્રો ફરેછે ૫. પાંચમા માર્ગને ગ્રહમાર્ગ કહેછે અને તેના વાયુને વિવાહનું નામ આપ્યું છે. એ વાયુ તમામ ગ્રહોને સપ્તર્ષિપાસે લેઈ જાયછે. ૬ છઠા માર્ગને સપ્તર્ષિમાર્ગ કરી કહેછે અને તેના વાયુનું પરિવહનું નામ છે. એ વાયુ મંદાકિની અથવા સ્વર્ગંગા ઉપર થઇને વાયછે. ઇંદ્રનો રથ પણ આ વાયુના માર્ગમાં જતો હતો એવું પાછળની કવિતા ઉપરથી જણાયછે. ૭. સાતમો માર્ગ ધ્રુવનો અને તેના વાયુનું નામ પરાવહ.

* પરિવહ વાયુને સારુ આગલી ટીપ જુવો.

† મંદાકિની એટલેસ્વર્ગંગા. સ્વર્ગમાં જે ભાગીરથી નદી છે તેનું નામ. એવી કથા છે કે ભાગીરથી નદી પાતાળ, પૃથ્વી અને સ્વર્ગ એ ત્રણ ઠેકાણે છે.

નિર્મળ રૂડો માર્ગ આ, કાં કે બીજો પાગ ।
હરિયે* રાખ્યો ઠામ આ વામનને અવતાર. ॥ ૨૭૨ ॥
પગ મુકવા તું ઠામ દે કહ્યું થઈ વિક્રાળ ।
બળિરાજાનો ગર્વ તો ઝટ ઉતર્યો તત્કાળ. ॥ ૨૭૩ ॥

**રાજા.**—અહો માતલિ, માટેજ ખરે મારું અંતઃકરણ સર્વે રુંએ રુંએ આનંદમય થયું છે. (રથનાં પયડાં સામું જોઇને) હવે તો મેઘમાર્ગે† આવ્યા છીએ.

**માતલી.**—શાથી જાણ્યું ?

**રાજા.**—

(આર્યા ગીતિ વૃત્ત)

(૧૭૧)

ચાકતણી આરીના આકામાંથી ઉડેછે ચાતક આ, ।
વિજતેજે લપટાયા ઘોડા મારે વિશેષ ચળકારા; ॥ ૨૭૪ ॥

---

* વિષ્ણુએ દશ અવતારમાં પાંચમો અવતાર જેને વામન અવતાર કહે છે તે ધર્યો તેની મતલબ એ હતી કે બળિરાજાયે ભારે તપશ્ચર્યા કરી હતી અને પછી સ્વર્ગ, પૃથ્વી અને પાતાળનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. બળિરાજાએ મોહોટો યજ્ઞ કર્યો તે વેળા વિષ્ણુએ વામન એટલે ઠીંગણા બ્રાહ્મણનું રુપ ધરી દક્ષણા માગી. ત્યારે બળિરાજાયે કહ્યું જે માગે તે આપું. વામનજીએ કહ્યું કે હું ત્રણ ડગલાં ભરું તેટલી પૃથ્વી આપ. રાજાએ હા કહી. પછી વામનજીએ એક ડગલું ભર્યું તેમાં આખી પૃથ્વી સમાઇ ગઇ. બીજામાં આકાશ આવી ગયું અને ત્રીજું ડગલું ભરવાને જગો માગી પણ બળિરાજાથી આપી શકાઇ નહિ તેથી તેના મસ્તકપર પગ મુકી અને કચરી નાંખી ગર્વ ઉતાર્યો. વિષ્ણુને ત્રિવિક્રમ કહે છે તે એજ ઉપરથી.

† મેઘમાર્ગ એટલે પૃથ્વી અને સૂર્યની વચ્ચેનો માર્ગ જ્યાં આવહ નામનો વાયુ છે એમ કહેવાય છે એ ઉપરથી જણાય છે કે એ રથ ઘણે વેગે નીચે ઉતરતો હશે.

તુજ રથ ચક્રતણા પણ ભીના જલકણથકી થયા પાટા, ।
તેથી જણાય છે કે મેઘમાર્ગપર ફરેછ રથ તુજ આ. ॥ ૨૭૫ ॥

**માતલિ.**—હા, એમજ છે. આયુષ્મન્, હવે તો એક ક્ષણમાં આપના રાજ્ય પ્રદેશમાં પધારશો.

**રાજા.**—( નીચે જોઈને ) માહા વેગે આપણે ઉતરીયે છિયે તેથી મનુષ્યલોકનું દર્શન કેવું આશ્ચર્યકારક જણાય છે !

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૧૭૨ )

શૈલોના* ચઢતા ઉંચે શિખરથી નીચી જતી ભૂ† દિસે;
વૃક્ષોના થડના થવે ઉદય જો ! પર્ણો પડે દૃષ્ટિએ; ।
થાયે સ્પષ્ટ નદીતણું જલ હવે અદૃશ્ય પૂર્વે હતું,
જાણે કે પૃથિવીજ કોઈ ઊચકી મારી કને આણતું,‡ ॥ ૨૭૬ ॥

**માતલિ.**—વાહ, વાહ ! ખુબ વર્ણવ્યું છે. ( મોહોટા માનપૂર્વક જોઈ ) અહો ! પૃથ્વિનાં સૌંદર્ય તથા રમણીયતામાં તો કશી મણા નથી.

**રાજા.**—અરે માતલિ, મને કોહોની, પેલો પર્વત કિયો હશે વારુ ? જાણે સંધ્યાકાળનાં વાદળાંની મોટી ભોગળ હોય એમ, અને

---

* શૈલ એટલે પર્વત. † ભૂ એટલે પૃથ્વી.

‡ હાલના વખતમાં બલૂનમાં બેશીને આકાશ માર્ગે ઘણે ઉંચે ચઢી પૃથ્વીની આકૃતિ જે કોઇ જુવે અને તેને જે પ્રમાણે માલમ પડે તે પ્રમાણે આ શ્લોકમાં વર્ણન કરેલું છે. આકાશમાંથી નીચે ઉતરતાં, પૃથ્વીની આકૃતિ સપાટ જણાશે, અને ઝાડો બધાં ઝીણાં અને નદીયોના લીસંટા માત્ર દેખાય છે પણ નીચે ઉતરતી વેળા પર્વત છુટા પડેલા દેખાય છે અને પૃથ્વીથી જુદા થતા જણાય છે, ઝાડની આકૃતિ સ્પષ્ટ દેખાય છે અને નદીઓ પોતાનો પટ પ્રસિદ્ધ કરે છે.

એમાંથી સોનાના પાણીની રેલ ચાલતી હોય એવું જણાયછે. તથા પૂર્વ અને પશ્ચિમ દિશાયે સમુદ્રમાં પોતે સ્નાન કરતો હોય એવો દેખાયછે.

**માતલિ.**—આયુષ્મન્, એ તો હેમકૂટ* નામનો પર્વત. અહીં કુબેરના સેવકો નામે કિન્નર રહેછે. અને તપસ્વિ પુરુષોનું પણ આ ક્ષેત્ર છે. જુવો, જુવો!

( શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત )

( ૧૭૩ )

સ્વયંભૂના મરીચિથી નિપજ્યો જે પ્રજાપતિ, ।
સુરાસુરગુરુ, અત્ર પત્નીસહ જુઓ, તપે. ॥ ૨૭૭ ॥

---

* હેમકૂટ નામનો હિમાલય પર્વતમાંનો એક ડુંગર છે. તે કૈલાસની પાસે છે અને કિન્નર એટલે કુબેરના સેવકો તહીં રહેછે.

† સ્વયંભૂ એટલે પોતાની મેળે ઉત્પન્ન થનાર એટલે બ્રહ્મા, જેણે આ જગતની સૃષ્ટિ કરી. બ્રહ્માનો પુત્ર મરીચિ, મરીચિનો પુત્ર કશ્યપ. બ્રહ્માને સાત પુત્ર હતા. તેમને સાત પ્રજાપતિ કરીને કહેતા અને મરીચિ પણ સાત પ્રજાપતિમાંનો એક પ્રજાપતિ હતો. મરીચિનો છોકરો કશ્યપ. એ પ્રજાપતિનો પુત્ર એટલે એ પ્રજાપતિ કહેવાયો પ્રજાપતિ એટલે જગતમાં ઉત્પન્ન કરેલી સર્વ વસ્તુઓનો પાળનાર. બ્રહ્માએ સૃષ્ટિ વસાવવા સારુ સાત પ્રજાપતિ ઉત્પન્ન કીધા અને તેઓ વસ્તી વધાર્યા પછી સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા લાગ્યા અને તપશ્ચર્યામાં અંતરલીન થઇ ગયા. કશ્યપઋષિ દક્ષપ્રજાપતિની ૧૩ છોકરીઓને પરણ્યા હતા તેમાં મોહોટી છોકરી નામે અદિતિ તે કશ્યપઋષિની ઘણી વાહલી સ્ત્રી હતી. અદિતિને પેટ બાર પુત્ર થયા તેને આદિત્ય કહેછે. કશ્યપની બીજી બાર સ્ત્રીઓ, દિતિ, દનુ ઇત્યાદિને પેટ અસુર અથવા દાનવ એટલે રાક્ષસો થયા; અને વિનતાને પેટ અરુણ અને ગરુડ ( પક્ષિઓનો રાજા ) એ થયા.

**રાજા.**—આવા કલ્યાણરૂપ સત્પુરુષનાં દર્શન કર્યાં વિના જવું ન ઘટે; માટે એમની પ્રદક્ષિણા કર્યાં પછી જવાની મારી ઇચ્છા છે.

**માતલિ.**—આપનો વિચાર ઉત્તમ છે. (રથ ઉતરતો હોય એમ દેખાડી ) આ આપણે ઉતરી આવ્યા.

**રાજા.**—( વિસ્મય પામી ) આ શું ?

( વંશસ્થવિલ વૃત્ત )

( ૧૭૪ )

કરે ન શબ્દો રથચક્ર તો જરી,
ઉડી જણાતી નથિ ધૂળ રે વળી; ।
અડ્યો ન ભોંયે રથ તેથી રોકતાં
ન લાગતો એ ઉતર્યો નીચે છતાં ॥ ૨૭૮ ॥

**માતલિ.**—ઇંદ્રમાં અને મહારાજમાં આટલોજ ફેર.

**રાજા.**—અહો માતલિ, મારીચ ઋષિનો આશ્રમ કિયે ઠેકાણે આવ્યો; વારૂ ?

**માતલિ.**—( હાથ લાંબા કરીને દેખાડેછે )

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

( ૧૭૫ )

વલ્મીકે* થઈ છે નિમગ્ન અરધી કાયાજ જેની ભલી,
લાંબી સર્પતણી વિટાઇ ઉરમાં એને બધી કાંચળી†; ।
કંઠે જીર્ણ થયેલ વેલ તરુની ચોપાસ કંઠી બની
તે પીડા કરતી જણાય તપસીકેરા ગળાને ઘણી. ॥ ૨૭૯ ॥

---

* કીડી અથવા ભમરીઓ માટીનાં નાંહાંનાં નાંહાંનાં જેવાં દર બનાવે છે અથવા માટીની ટેકરીઓ બનાવેછે તે. અંગ્રેજીમાં એને Ant-hill કહેછે.

† સાપની કાંચળી ઋષિની છાતી ઉપર જનોઈ અથવા યજ્ઞોપવીતને ઠેકાણે હતી.

ખાંધે છે પ્રસરાયલું શિરથકી એનું જટા મંડળ,
તેની માંહ્ય શકુંતપક્ષિ કરતાં માળો નિવાસાર્થ જો ।
એવું રૂપ ધરી રહ્યા, મુનિ, જુઓ, આ, સૂર્યના બિંબની
સામે મ્હોં નિજ રાખી, સ્તંભ સરખા પોતે સ્થિરાકાર થૈ. ॥ ૨૮૦ ॥

**રાજા.**—કષ્ટ વેઠનાર તપસ્વિ, નમસ્કાર તમને, નમસ્કાર.

**માતલિ.**—( રથને ઉભો રાખીને ) મહારાજ, આ પેલો પ્રજાપતિનો* આશ્રમ; જયાંહાં અદિતિએ† મંદાર‡ વૃક્ષને પાણી પાઇ મોહોટું કર્યું છે.

**રાજા.**—સ્વર્ગ કરતાં પણ અધિક સુખનું સ્થાન જણાય છે. જાણે અમૃતના કુંડમાં નાહવા પડ્યો હોઉં એમ મને લાગેછે.

**માતલિ.**( રથ ઉભો રાખીને ) મહારાજ, ઉતરો હવે.

**રાજા.**—( ઉતરીને ) માતલિ, ત્યારે તમે કેમ કરશો ?

**માતલિ.**—મેં અહીં રથ ઉભો રાખ્યો છે. તે અહીં રહેશે. આપણે બે ઉતરીએ. ( ઉતરીને પરિક્રમણ કરી ) જુવો મહારાજ, આ તપોવન-ભૂમિ. આ ઠેકાણે તમામ ઋષિયો પોતપોતાના આશ્રમમાં તપશ્ચર્યા કરેછે.

**રાજા.**—આ જોતાં જોતાં મારા હઇયામાં અત્યંત વિસ્મય ઉત્પન્ન થાયછે.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

( ૧૭૬ )

ચોપાસે વનને વિષે ખીલી રહ્યાં છે કલ્પવૃક્ષો રૂડાં
તોયે પ્રાણ તણો નિભાવ કરતા વાયુ થકી—આ મુનિ,

---

* પ્રજાપતિ વિષે પાને ૧૩૫ મે ટીપમાં જુવો.

† અદિતિ વિષે પાને ૧૩૫ મે ટીપમાં જુવો.

‡ મંદાર વૃક્ષ વિષે પાને ૧૩૦ મે ટીપમાં જુવો.

સોનાનાં કમળોતણી રજવડે પીળાં દિસે નીર આ;
તેમધ્યે ઋષિયો કરે વિધિથકી ધર્માભિષેક ક્રિયા ॥ ૨૮૧
બેશી રત્નશિલાસને હૃદયમાં ધારી રહ્યા ધ્યાનએ,
પાળે સંયમ નિત્ય યદ્યપિ રહે દેવાંગનાઓ કને ।
આકાંક્ષા મુનિઓ બીજા તપ તપી જે સ્થાનની રાખતા,
તે સ્થાને નિજવાસ તોય તપ આ મુનિજનો સાધતા ॥ ૨૮૨ ॥

**માતલિ.**—મોહોટા પુરુષની આશા નિરંતર ઉંચે ને ઉંચે ચઢતી જાયછે. (પરિક્રમણ કરીને આકાશ તરફ નજર ફેરવી) અરે, ઓ, વૃદ્ધશાકલ્ય, ભગવાન્ મારીચિની શી ખબર છે? શું કરેછે, વારુ? એમ કે અદિતિ કશ્યપ ઋષિને પતિવ્રતા સ્ત્રીના ધર્મ વિષે પ્રશ્ન પુછેછે અને ઋષિ અદિતિને તથા બીજી ઋષિપત્નિયોને તેનો ઉત્તર દેછે, એવું કહેછે?

**રાજા.**—(કાન દેઇને) ત્યારે ઋષિયોને નવરાશ મળે ત્યાંહાં સુધી આપણે રાહા જોતાં બેસવું જોઇયે.

**માતલિ.**—(રાજા ભણી જોઇને) મહારાજ, આ અશોક*વૃક્ષના થડ આગળ છાયામાં બેસો. હું એટલામાં ઇંદ્રિગુરુ†, જે કશ્યપ ઋષિ, તેમની પાસે જઈ આપના આવ્યાના સમાચાર કહી આવું.

**રાજા.**—જેમ તમારી મરજી. (એમ કહીને બેસેછે)

**માતલિ.**—આયુષ્મન્, હું સધાવુંછું. (એમ કહીને જાયછે)

**રાજા.**—(શકુન થયા હોય એમ બતાવીને)

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૭૭)

આશા તુટી અરે હસ્ત! શાને તું ફરકે વૃથા! ।
તર્છોડ્યું સુખ જે પૂર્વે તે ફેરી કષ્ટથી મળે. ॥ ૨૮૩ ॥

* આસોપાલવ. † કશ્યપ ઋષિ ઈન્દ્રના ગુરુ હતા.

( પડદામાં. )

અનાડીવેડા કરતો માં. તારી શુદ્ધિ કહીં જતી રહી છે?

**રાજા.**—એક બીજાને કાંઇ અપમાન કરવાનું આ સ્થાન નથી. તો જેની ચાલ વિષે ઠપકો દેવામાં આવેછે તે કોણ હશે, વારુ?( જે દિશાથી શબ્દજ આવેછે તે દિશા ભણી જોઇને તથા મોહો મલકાવીને ) અહો! આ કોઇ છોકરું છે. એનામાં બાળકનો તો ગુણ જરા જણાતો નથી. પાસે બે તપસ્વિનીઓ ફર્યાં કરેછે.

દોહરા

( ૧૭૮ )

ધાવ્યું અર્ધું માતને એવું કેસરિબાળ।
તેના આખા અંગના ચોળી નાંખે વાળ; ॥ ૨૮૪ ॥
શાવ સાથ બાથો ભરે ક્રીડા કરવા કાજ।
તાણે એને જોરથી ડરે ન જરી શિશુરાજ. ॥ ૨૮૫ ॥

( ઉપર કહ્યા પ્રમાણે બે તપસ્વિનીયો તથા તેઓની સાથે છોકરું પ્રવેશ કરેછે )

**બાળક.**—અરે સિંહ! ઉઘાડ તારું મોહોડું. મારે તારા દાંત ગણવા છે.

**પહેલી તપસ્વિની.**—અરે લુચ્ચા! આ આપણાં બિચારાં જનાવરોને કેમ સતાવેછે? જાણતો નથી કે એ પણ નાંહાંનાં છોકરાંની પેઠે આ તપોવનમાં ઉછરેછે? તારૂં તોફાન તો વધતું જણાયછે, ભાઇ! ઋષિઓએ તારું નામ સર્વદમન પાડયું છે તેમાં કાંઇ ખોટું નથી.

**રાજા.**—ખરે, આ બાળકને જોઇ મારા કાળજામાં એના ઉપર પેટના દીકરા જેટલું વાહાલ કેમ ઉપજેછે, વારુ? પેટ છોકરું નહિ. તેથી મને બીજાનાં બાળક છોકરાં ઉપર વાહાલ વધારે આવે એમ તો નહિ હોય?

**બીજી તપસ્વિની.**—ખરે, આ સિંહણ આવીને તને મારશે, જો એના બચ્ચાને તું છોડતો નથી માટે.

**બાળક.**—( મોહો મલકાવીને ) અંહઃ! ત્યારે તો હું એનાથી ડરી જવાનો.

( એમ કહી પોતાનો નીચેનો હોઠ બાહાર કાઢી દેખાડે છે )

**રાજા.**—

( શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત )

( ૧૭૯ )

ભાસે છે તેજનું બીજ ભારે બાળક આ મને ।
કણિકો અગ્નિનો જેમ કાષ્ઠ ભક્ષણ તત્પર. ॥ ૨૮૬ ॥

**પેહેલી તપસ્વિની.**—બેટા, આ સિંહનાં બચ્ચાને છોડી દે. તને બીજું કાંઈ રમકડું રમવા આપુંછું.

**બાળક.**—ક્યાંહાં છે? મને પહેલું આપે તો. ( એમ કહી હાથ લાંબો કરેછે )

**રાજા.**—શું ચક્રવર્તિ રાજાનાં લક્ષણ પણ એ ધારણ કરતો હોય નહિ એમ જણાયછે. કેમકે

( વંશસ્થવિલ વૃત્ત )

( ૧૮૦ )

પ્રલોભકારી પ્રિય વસ્તુ પામવા
કરેછ લાંબો નિજ હાથ બાળ આ,
ગુંથાયલી કોમલ આંગળીથકી
સુશોભતી આ કરપીઠ દીસતી, ॥ ૨૮૭ ॥
પ્રભાતકાલે જયમ કોઈ પંકજ
જણાતી જેની નથી પાંદડી છુટી!

વિકાસ પામી ઝટ તેજ મારતું
દિસે અને રૂપથી ખુબ ખીલતું. ॥ ૨૮૮ ॥

**બીજી તપસ્વિની**—માત્ર તારા કહેવાથી આ જંપીને બેસવાનો નથી. તું જા, મારી કોટડીમાં જઇ ઋષિના છોકરા મારકંડેયનો પચરંગી માટીનો મોર છે. તે આણી આપ.

**પહેલી તપસ્વિની.**—ઠીક ત્યારે. ( એમ કહીને જાયછે )

**બાળક.**—ના, ના. હું તો આનીજ સાથે રમીશ. ( એમ કહી દાસી ભણી જોઇને હસેછે )

**રાજા.**—આ ખંદા છોકરાને જોઇને મને બહુ વાહાલ ઉપજે છે.

( વસંતતિલકા વૃત્ત )

( ૧૮૧ )

દેખાય દંત કળિયો અનિમિત્ત હાસે;
ને કાલુ કાલુ મૃદુ અસ્ફુટ વેણ હોંસે
ભાખે મિઠા સ્વરથકી; જયમ વ્હાલ આવે
ક્રીડા કરે અનુપ બાળક આમ સ્હેજે. ॥ ૨૮૯ ॥
માતા અને પિતરના ઉછરંગ મધ્યે,
બેશી જવા મન કરે વળી તેય સભ્ય ।
બેસાડતાં મલિન વસ્ત્ર થયાં છ જેને,
છે ધન્ય તે જનકને જનની જનોને*. ॥ ૨૯૦ ॥

---

* આ કવિતાનો મૂળ સંસ્કૃત શ્લોક વાંચી વિદ્વાન ફ્રેંચ સંસ્કૃત પંડિત નામે ચેઝીને મોહોટો આનંદ થયો હતો. તે ઉપરથી એણે એ શ્લોક વિષે ફ્રેંચ ભાષામાં પોતાના વિચાર જણાવ્યા છે તેનો ઇંગ્રેજીમાં એક મારા જર્મન મિત્ર નામે મિ૦ જ્યોર્જ પ્લેટે નીચે પ્રમાણે તરજુમો કરી આપ્યો છે:—

**તપસ્વિની.**—વારુ, આ મને કાંઈ ગણગારતો નથી. ( પાસે જોતી જોતી ) આટલામાં કોઈ ઋષિના છોકરા છે? ( રાજા ભણી જોઈને ) અરે ભાઈ, ભદ્રમુખ*, અહીં આવોની જરા. આ છોકરે સિંહના બચ્ચા ઉપર પોતાનો હાથ નાંખી એને પકડી રાખ્યું છે અને તેને સતાવેછે. માટે એને છોડાવો તો મોહોટી કૃપા થશે.

**રાજા.**—( પાસે જઇને મોહો મલકાવી ) હાં, હાં! આ તો કોઈ મહર્ષિનો પુત્ર જણાયછે.

( દોહેરા )

( ૧૮૨ )

આશ્રમના ધારાથકી ધારી વિપરિત રીત ।
તેં તુજ પિતા સમાન કયમ દયા ન રાખી ચિત્ત? ॥ ૨૯૧ ॥
કાંજે આશ્રમનાં પશુ તુજથી ખુબ પીડાય, ।
કૃષ્ણ સર્પના સંગથી જયમ ચંદનોં† દુઃખાય. ॥ ૨૯૨ ॥

**તપસ્વિની.**—અરે ભદ્રમુખ! પાડ તમારો, ભાઈ. પણ આ ઋષિનો કુમાર ન હોય.

---

"Incomparable verse, which no father, nor mother, could read without feeling their hearts moved; so vividly has the poet expressed the most delicate variations of a mother's love."

આ પદ એવું તો અતુલ્ય છે કે એ વાંચેથી કોઇપણ માબાપના હઇયામાં એની અસર થયા વગર રહેશે નહિ. માની પ્રીતિ છોકરા ઉપર કેવી કેવી તરેહની સૂક્ષ્મ રીતિએ જણાયછે, તે આ કવિયેં ઉપલા શ્લોકમાં સારીપેઠે બતાવી જાણ્યું છે.

* રૂડું છે મુખ જેનું એવો. એ બહુવ્રીહિ સમાસ છે.

† ચંદન એટલે સુખડનું ઝાડ ઘણું સુગંધવાળું હોવાથી સર્પ વિગેરે એને

**રાજા.**—એના મુખની કાંતિ તથા ચેષ્ટા જોતાં તો મને તમે કહોછો તેમજ લાગેછે. ઋષિનો છોકરો એવો હોય નહિ, પરંતુ આ આશ્રમસ્થાન છે એમ જાણીને અમારા મનમાં એવો તર્ક આવ્યો. (એમ કહી છોકરા પાસે જઇને તેના હાથ ઝાલીને મનમાં)

( ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત )

( ૧૮૩ )

જો આ પરાયા કુલનો પ્રરોહ
મને અડયો કે તત્કાલ ગાત્ર ।
આનંદ વ્યાપ્યો દિલ રોમ રોમે
ન જાણું એ કોણ કુમાર તોયે, ॥ ૨૯૩ ॥
તો જે પિતાને ઉછર્યો છ ખોળે
તેના હ્રદેમાં સુખની શી સીમ ? ।
આનંદથી અંતર પુત્ર રત્ન
જ્યારે જુવે એ જન ભાગ્યવંત. ॥ ૨૯૪ ॥

**તપસ્વિની.**—( બન્ને જણાને નિહાળી જોઈને ) મોહોટી આશ્ચર્યની વાત છે ! આશ્ચર્યની વાત છે !

**રાજા.**—બાઈ, એમ કાં ?

---

વીંટાઇ કેટલી પીડા કરેછે તે વિશે હિતોપદેશના મિત્રભેદમાં નીચે પ્રમાણે લખેછે:—

**मूलं भुजंगैः कुसुमानि भृङ्गैः शाखाः प्लवंगैः शिखराणि भल्लैः ।**
**नास्त्येव तच्चंदनपादपस्य यन्नाश्रितं दुष्टतरैश्च हिंस्रैः ॥**

અર્થ–સુખડના ઝાડના થડને સર્પ, પુષ્પોને ભ્રમર શિખરોને મધમાખી; અને ડાળાંને વાનર વળગી રહેછે. એનો એક પણ ભાગ એવો નથી કે તેને દુષ્ટ હિંસા કરનારા વળગી રહેતા નથી. અર્થાત્ સર્વ ભાગને વળગી રહેછે.

**તપસ્વિની.**—આ બાલકની અને આપની આકૃતિની કાંતિ સરખે સરખી જણાયછે. એ જોઇને મને મોહોટો વિસ્મય લાગેછે. તમને એ ઓળખતો નથી તથાપિ તમારી ભણી એનું મન દોડતું હોય એમ જણાયછે.

**રાજા.**—(બાળકને રમાડીને) કદિ મુનિના કુલમાંનો નથી તો આ કોહોના વંશનો હશે, વારુ?

**તપસ્વિની.**—પુરુવંશમાંનો.

**રાજા.**—(મનમાં) હેં! શું હું ને એ બે એકજ કુલના! એમ કમ હોય, વારુ? પણ કદાચિત્ એમજ હશે; નહિ તો આ તપસ્વિની એમ કેમ બોલે કે તમે ને આ છોકરો બે ઘણા મળતા આવો છો? ખરે, પુરુરાજાના કુલમાં તો એવોજ સંપ્રદાય પડી રહેલો છે.

(દોહરા)

(૧૮૪)

પૃથ્વી પાલન કાજ એ પ્રથમ કરેછ નિવાસ
શોભિત મંદિર ભોગવે ઇંદ્રિયભોગ મિઠાશ; ॥ ૨૯૫ ॥
કરે વાસ વનમાં પછી વૃક્ષમૂલ આધાર ।
જિતેન્દ્રિયવ્રત પાળતાં મંદિર સ્થાને થાય.* ॥ ૨૯૬ ॥

(તાણીને) પરંતુ આ સ્થાન એવું નથી કે જયાંહાં માણસ પોતાની મેળે આવી શકે.

**તપસ્વિની.**—તમે કહોછો એ ખરી વાત છે. પણ જયારે હું બધી વાત માંડીને કહીશ ત્યારે તમને ભારે આશ્ચર્ય લાગ્યા વિના

---

* અસલના વારામાં એવી ચાલ હતી કે રાજાએ અમુક કાલ સુધી રાજ ભોગવીને પછી યુવરાજને સઘળું રાજ પાટ સોંપી પોતે વનવાસ જઈ તપશ્ચર્યા કરવી.

રહેશે નહિ. આ છોકરાની મા અપ્સરાની દીકરી થાય અને એ અપ્સરાએ આ આશ્રમમાં એને જન્મ આપ્યો હતો.

**રાજા.**—( કોરે ) હાશ, હાશ. આ તો મારી આશા ઉત્પન્ન થવાનું બીજું કારણ મળ્યું. ( તાણીને ) વારુ; ત્યારે એની મા કિયા રાજર્ષિની સ્ત્રી થાય ?

**તપસ્વિની.**—જે ધણીએ શાસ્ત્ર પ્રમાણે પરણેલી પોતાની સ્ત્રીનો વગર કારણે ત્યાગ કીધો એવા નઠારા ધણિનું તે કોણ નામ દે ?

**રાજા.**—અરે ? આ વાત તો મનેજ બરાબર લાગુ પડેછે ! આ છોકરાની માનું નામ તો પુછી લેઉં, ( વિચાર કરીને ) પણ એમ શું કરવા કરું ? પારકી સ્ત્રી વિષે પુછપરછ કરવામાં મોહોટો અન્યાય છે.

**તપસ્વિની.**—(માટીનો મોર હાથમાં લેઇને) અરે સર્વદમન, લે, આ શકુંતલાવી,* એનું લાવણ્ય કેવું છે !

**બાળક.**—( આમ તેમ જોઇને ) મારી માડી કે ? ક્યાંહાં છે મા ? મારે એની પાસે જવું છે !

**બન્ને જણિયો.**—આ શકુંત પક્ષિ એની માંનું નામરાશી તેથી આ છોકરો છેતરાયો. માનું વાહાલ એવું છે કે એ એને મોહોડે આવ્યાં કરેછે.

**બીજી તપસ્વિની.**—બેટા, મેં તો કહ્યું કે આ માટીનો મોર નામે શકુંત લાવી છું. તેની શોભા જો.

---

* 'શકુંતલાવી' એમાં બે અર્થ રહેલા છે. એક તો શકુંત એટલે માટીનો મોર હું લાવી અથવા મેં આણ્યો, અને બીજો 'શકુન્તલા આવી' એટલે છોકરાની મા આવી.

**રાજા.**—( મનમાં ) શું એની માનું નામ શકુંતલાજ હશે? પણ શકુંતલાની નામરાશી તો ઘણી સ્ત્રીઓ હોયછે. કદાપિ એમ તો નહિ હોય કે માત્ર નામથીજ મૃગતૃષ્ણાની પેઠ મને અધિક દુઃખ થવાનું.

**બાળક.**—બાઈ, આ મોર મને બહુ ગમેછે. ( એમ કહી રમકડું હાથમાં લેછે )

**પહેલી તપસ્વિની.**—( જોઇને મનમાં ઉદ્વેગ પામીને ) અરે! એને કાંડે મંત્રેલો દોરો દેખાતો નથી જો!

**રાજા.**—ચિંતા મા કરો, બાઈ આ સિંહના બચ્ચા જોડે કુસ્તી કરતાં દોરો પડી ગયો છે. ( એમ કહીને એ ઉપાડવાનું મન કરેછે )

**બન્ને તપસ્વિની.**—ઉપાડશો માં, ઉપાડશો માં, ભાઈ તમારો જીવ તમને વાહાલો હોય તો ઉપાડશો માં. અરે! આપણે તો ઉપાડ્યો! હવે શી વલે? એમ કહી વિસ્મય પામીને બન્ને જણિઓ છાતી સરસો હાથ રાખી પરસ્પર ટક ટક જોયાં કરેછે.

**રાજા.**—એને અડકવાની તમે મને મના કેમ કરી વારુ?

**પહેલી તપસ્વિની.**—સાંભળો, મહારાજ. આ દોરો નામે અપરાજિતા* કશ્યપ ઋષિએ એનો જન્મ થયા પછી જન્મકર્મવિધિની† વખતે બાંધ્યો હતો. એમાં ગુણ એવો છે કે કદિ જો એ છુટી જઈ ભોંય ઉપર પડે અને એના માબાપ શિવાય બીજો કોઈ ઉપાડી લે તો તેના જીવનું જોખમ થયા વગર રહે નહિ.

---

* અપરાજિતા એટલે જે જીતાયલો નહિ એવો.

† જન્મકર્મવિધિ અથવા જાતકર્મવિધિ એ છોકરું જનમ્યા પછીના શુદ્ધ થવાના બાર સંસ્કારો માંનો પહેલો સંસ્કાર છે. અને છોકરાની ડુંટીની નાળ કાપી નાખતાં પહેલાની વિધિ છે. એ વિધિ કરતી વેળા છોકરાને ચમચો ભરી મધ તથા ઘી ચટાડવામાં આવેછે.

રાજા.—અને કદિ બીજા કોઇએ ઉપાડ્યો તો?

પહેલી તપસ્વિની.—તો તરત તે દોરાનો સાપ થઈ ઉપાડનારને ડસેછે.

રાજા.—આ દોરાથી આવી વિક્રિયા થાયછે તે કદિ તમારી નજરે જોવામાં આવ્યું હતું?

બન્નેજણિયો.—હા, ઘણીએ વાર.

રાજા.—(હરખાઇને મનમાં) વાહ! વાહ! મારો મનોરથ તો સંપૂર્ણ થયો. હવે હું કેમ ન હરખાઉં? (એમ કહીને તે બાળકને ભેટેછે)

બીજી તપસ્વિની.—અરે સુવ્રતા, આમ આવ. શકુંતલા ધર્મનિયમ કરવામાં હમણાં પડી હશે ખરી; તોપણ આ વાત તો આપણે તરત એને કેહેવી જોઇએ (એમ કહીને બન્ને જાયછે).

બાળક.—મને મુકી દો. મારી માડી પાસે જવું છે.

રાજા.—બેટા, ચાલ. આપણે બન્ને સાથે જઇએ અને તારી માને હર્ષ ઉપજાવીએ.

બાળક.—મારા બાપ તો દુષ્યન્ત થાય, તમે નહિ.

રાજા.—(મોહો મલકાવીને) આ વિવાદ ઉપરથીજ મારા મનની ખાતરજમા થઇ ગઈ.

(શકુંતલા એક વેણી માથે ઘાલેલી એવી, આવે છે.)

શકુંતલા.—સર્વદમનના હાથની ઔષધિનું રૂપ બદલાઈ જવું જોઇએ એમ છતાં મૂલ સ્વરૂપ રહ્યું એમ જાણ્યા પછી પણ મારૂં નસીબ ઉઘડે એમ મને આશા નહોતી, તોપણ સાનુમતિએ કહ્યું તે પ્રમાણે બને એમ અહીં સંભવ છે.

રાજા.—(શકુંતલાને જોઇને) અરે, રે! આ મારી શકુંતલા?

( દોહેરા )

(૧૮૫)

ઝાંખાં દીસતાં વસ્ત્ર એ પ્હેરી બેઠી આઇ, ।
જપતપકેરા નિયમથી, મુખડું ગયું સુકાઇ; ॥ ૨૯૭ ॥
એકજ વેણી મસ્તકે એવી સુશીલ નાર, ।
મુજ નિર્દયનું વિરહવ્રત પાળે મન નિરધાર. ॥ ૨૯૮ ॥

**શકુંતલા.**—(પશ્ચાત્તાપથી ફીકા પડી ગયલા રાજાને જોઇને) અરે, આ મારો સ્વામિ હોય એમ દેખાતું નથી. ત્યારે આ મારા છોકરાને રક્ષા દોરો બાંધ્યા છતાં શરીર સરસો ચાંપી એને અપવિત્ર કરે એવો કોણ હોય ?

**બાળક.**—(મા પાસે જઇને) માડી, આ ભાયડો કોણ છે; એ મને દીકરા કહી શરીર સરસો ચાંપેછે.

**રાજા.**—અરે મારી વાહાલી ! હું તારી સાથે ઘણો ક્રૂર રીતે ચાલ્યો છું; પરન્તુ પરિણામે ઈશ્વરકૃપાથી સહુ સારાં વાનાં થયાં, કે તેં મને હવે સારી પેઠ ઓળખ્યો એવું આ હું જોઉં છું.

**શકુંતલા.**—અરે હૃદય, હવે તું જંપ વાળ. દૈવે આગલો કોપ છોડી દઇ હવે મારા ઉપર કૃપા કરી છે, આ તો ખરેખર મહારા સ્વામી

**રાજા.**—અહો ! પ્રિયા,

( આર્યાગીતિ વૃત્ત )

(૧૮૬)

દૈવયોગથી, સુમુખિ, સન્મુખ મારી ઉભી તને ભાળું, ।
મોહતણા અંધારે ઘેરાએલું હતું હૃદય મારું, ॥ ૨૯૯ ॥

સ્મૃતિથી તે અંધારૂં નષ્ટ થયું કે તને નિહાળી મેં, ।
ગ્રહણ પછી શશિ સાથે યોગ રોહિણીતણો પુનઃ જેમ*. ॥ ૩૦૦ ॥

**શકુંતલા.**—જય, જય, સ્વામિ! (એમ અર્ધું બોલી કંઠે ગદ્ગદિત થઈ અટકે છે).

**રાજા.**—અહો સુન્દરી!

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૮૭)

અશ્રુથકી રહ્યો થોભી જય શબ્દ વધાવતો, ।
તોયે યશ થયો મારો ફીકું મેં મુખ જોયું આ. ॥ ૩૦૧ ॥

**બાળક.**—માડી, આ કોણ?

**શકુંતલા.**—બેટા, તારા સૌભાગ્યદેવને પુછ.

**રાજા.**—(શકુંતલાને પગે પડીને).

(માલિની અથવા માનિની વૃત્ત)

(૧૮૮)

સુતનુ†, હૃદયમાંથી કાઢ તું શોક તારો
સ્મૃતિ લગિર ન લાવી પૂર્વના ત્યાગ કેરી
મુજ મન પર આવ્યું મોહનું જોર ભારે
નહિ નહિ સમજ્યો હું એતણો હેતુ ત્યારે; ॥ ૩૦૨ ॥

---

* અહો, સુન્દરી, દેવ કૃપાથી હું તને મારી સામી ઉભેલી જોઉછું. મારૂં મન ભેભાનના અન્ધારામાં ઘેરાઇ ગયેલું હતું તેથી તું મને સાંભરી નહિ. પરન્તુ જ્યારે સ્મરણથી તે અન્ધારાનો નાશ થયો એટલે જેમ ગ્રહણને અન્તે ચંદ્રનો યોગ ફરીથી થાય છે, તેમ તું મને નજરે પડી અને તારો મેળાપ થયો.

† સુતનુ એટલે સારૂં છે શરીર જેનું એવી. એ બહુવ્રીહિ સમાસ છે અને આ ઠેકાણે સંબોધન છે.

અતિશય તમથી* છે બુદ્ધિ ઘેરાઈ જેની
શુભ અવસરમાં એ વૃત્તિ છે એવી તેની; ।
શિરપર કદિ ફેંકયો હાર જો આંધળાને
તદપિ સરપ જાણી નાખશે ભોંય તેને. ॥ ૩૦૩ ॥

**શકુંતલા.**—ઉઠો, પ્રાણનાથ, ઉઠો. એમાં તમે શું કરો! તમારો કાંઈ વાંક નથી.—પેલા જન્મમાં મેં કંઈ મારા સુકર્મને આડે આવે એવું કૃત્ય કર્યું હશે તેનું ફળ મળવાનું તે પ્રસંગે નિર્મિત હશે. નહિ તો તમ સરખા આવા દયાળુ પ્રાણનાથ કદિ મારા ઉપર વિરસ થાઓજ ? ( રાજા ઉઠેછે, ) વારુ, ત્યારે હું અભાગિણી તમને શી રીતે સાંભરી આવી ?

**રાજા.**—શોકરૂપશિલા મારા હઈયા ઉપરથી ખસે તો હું તને બધી વાત ખુલાસેથી કહું.

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૮૯ )

મોહે, અરે, સુતનુ, પૂર્વ ન જોયલું મેં
જે બાષ્પબિન્દુ તુજ હોઠ ઉપેર જામ્યું; ।
તે અશ્રુ વાંકી તુજ પાંપણમાં રહ્યું આ
એ લોહી આજ મુજ અંતર શોક કાઢું. ॥ ૩૦૪ ॥

( એમ કહી ઉપર પ્રમાણે આંસુ લોહી નાખેછે. )

**શકુંતલા.**—( નામવાળી અંગુઠી રાજાની આંગળીએ જોઈને ) પ્રાણનાથ આજ પેલી વીંટી કે ?

**રાજા.**—હા. આ વીંટી જયારે હાથ લાગી ત્યારેજ મને તુજ સંબંધી બધી વાત સાંભરી આવી.

---

* તમ એટલે અન્ધકાર.

**શકુંતલા.**—અહો! શો આ મુદ્રિકાએ અનર્થ કર્યો છે!! જે સમયે પ્રાણનાથને ખાતરી થવા સારુ એની મારે ઘણીજ ગરજ હતી તેજ અવસરે મળવી મુશ્કેલ પડી.

**રાજા.**—માટે જે પ્રમાણે વસંતઋતુની સાથે પોતાનો સંયોગ પાછો થયો એવું બતાવવા સારુ લતા પુષ્પને પાછું ધારણ કરે છે તેજ પ્રમાણે તું આને પાછી લે.

**શકુંતલા.**—મને તો એનો મુદ્દલ વિશ્વાસ નથી, પ્રાણનાથ તમેજ પેહેરો.

(એટલામાં માતલિ પ્રવેશ કરે છે)

**માતલિ.**—દૈવયોગે ધર્મપત્નીનો અને તમારો સમાગમ થયો તથા પુત્રનું મુખદર્શન થયું તેથી હું તમને વધામણાં દેઉછું.

**રાજા.**—મારા મનોરથનું પરિપક્વ ફળ મને આજજ મળ્યું. અહો! માતલિ, ખરે આ વૃત્તાન્ત પણ ઇન્દ્ર રાજાને કાને ગયું હશે. વારુ?

**માતલિ.**—(મ્હોં મલકાવીને) ઇશ્વરને શું અજાણ્યું છે? ચાલો, મહારાજ, તમને દર્શન દેવાની ભગવાન્ મારીચ ઋષિની કૃપા થઈ છે.

**રાજા.**—શકુંતલા, પુત્રને લેઇને ચાલો. તને આગળ કરી ભગવાન્ મારીચ ઋષિનાં દર્શન કરવાં એવી મારી ઇચ્છા છે.

**શકુંતલા.**—હું પ્રાણનાથની સાથે ગુરુને પગે લાગવા જતાં લજવાઉ છું.

**રાજા.**—પરંતુ રુડે અવસરે તો સજોડે જવું ઘટિત છે માટે ચાલો.

( સર્વે પરિક્રમણ કરે છે )

( એટલામાં અદિતિ સહ વર્તમાન મારીચ ઋષિ આસન ઉપર બિરાજેલા પ્રવેશ કરે છે. )

**મારીચ.**—( રાજા ભણી જોઇને અદિતિને ) અહો, દાક્ષાયણી*!

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૯૦ )

સંગ્રામમાં રણતણા તુજ પુત્રકેરા
જે સૈન્યને શિર રહી લઢતો સવેળા, ।
દુષ્યન્ત નામ શુભ ધારણ જે કરેછે
તે આ શુરો ભુવનનો પ્રતિપાલ જાણો. ॥ ૩૦૫ ॥
એના રૂડા ધનુષના બળથીજ પેલું.
વ્યાપાર મુક્ત થયું કુલીશ ઇંદ્ર કેરૂં ।
એ છે પડયું ફકત ઇંદ્ર સમીપ આજે.
આભૂષણાર્થે; નહિ અન્ય પ્રયોજનાર્થે†, ॥ ૩૦૬ ॥

**અદિતિ.**—એમાં શું કહેવું? એની આકૃતિજ કહી આપે છે કે એ મહા પ્રતાપી પુરુષ છે.

**માતલિ.**—( દુષ્યન્ત ભણી ) આયુષ્મન્, દેવલોકોનાં માત પિતા તે આ. આપની ઉપર પુત્ર પ્રમાણે સ્નેહ રાખે છે. માટે પાસે આવો.

**રાજા.**—

---

* દક્ષપ્રજાપતિની છોકરી તે દાક્ષાયણી. એ અદિતિનું નામ છે.

† તારા છોકરાના રણસંગ્રામમાં ( લઢાઇમાં ) ફોજની આગળ રહીને જે સવેળાએ લઢતો અને જે દુષ્યન્ત નામ ધારણ કરે છે અને જે પૃથ્વીનો પાળનાર છે તે આ જુવો, ખરે એના ( દુષ્યન્તના ) ધનુષના બળથી ઇન્દ્રનું વજ્ર હાલ નવરૂં થઇ પડયું છે તે આ દુષ્યન્ત રાજા,

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

(૧૯૧)

જોડું કશ્યપનું તથા અદિતિનું શું આ બિરાજ્યું દિસે,
જેની દક્ષ અને મરીચિથી થઈ ઉત્પત્તિ જાણીછ મેં ? ।
પેઢી એકજ દૂર એ વિધિથકી; એને મુની મંડલ
લેખે બાર પ્રકારના રવિતણા છે તેજનું કારણ ॥ ૩૦૭ ॥
જે છે લોક ત્રણેતણો ધણી વળી જેનો પડે યજ્ઞમાં
જ્યાદે ભાગ બધા થકી, સુત રૂડો એ થાય છે આમનો; ।
જે વિખ્યાત અખંડ આ ભુવનમાં મ્હોટો સ્વયંભૂ વળી,
તે નારાયણ શ્રેષ્ઠની જગતમાં ઉત્પત્તિ એઓથકી* ॥ ૩૦૮ ॥

**માતલિ.**—હા, મહારાજ,

**રાજા.**—( સાષ્ટાંગદંડવત્ કરીને ) તમારા પુત્ર ઇન્દ્રનો આશ્રિત સેવક દુષ્યન્ત તમો બન્નેને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરે છે.

**કશ્યપ.**—બેટા, ચિરંજીવ. ઘણું જીવી પૃથ્વીનું પાલન કરો.

**અદિતિ.**—બેટા, અજીંક્ય રહેજે.

**શકુંતલા.**—પુત્ર સહિત હું બન્નેનું પાદવંદન કરું છું.

**કશ્યપ.**—બેટા,

---

* કશ્યપનું તથા અદિતિનું જે આ જોડું બિરાજેલું દિસે છે અને જેની દક્ષમરીચિ નામના પિતરથી ઉત્પત્તિ થયેલી છે તે આજ હશે કે? જે બ્રહ્માથી એકજ પેઢીને આંતરે છે અને જેને મુનિયો બારે પ્રકારના સૂર્યના તેજનું કારણ કહે છે તે આ કે? શું એનાથી ત્રૈલોક્યના નાથનો એટલે ઇન્દ્ર—જેને યજ્ઞનો ઉપરી ગણેલો છે—તેનો જન્મ થયલો કે? વળી સ્વયમ્ભૂથકી શ્રેષ્ઠ છે નારાયણ એટલે વિષ્ણુ તેમણે અવતાર ધરવા સારૂ જે જન્મ લીધો તે એમનાજ ઉદરમાં કે?

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૯૨)

ઇન્દ્ર જેવો મળ્યો ભર્તા*, જયન્ત સમ પુત્ર છે,।
બીજી આશિષ ના છાજે, પૌલોમી† તુલ્ય તું થજે. ॥ ૩૦૯ ॥

**અદિતિ.**—બેટા, ઘણું ઘણું જીવી ધણિની બહુ માનીતી થજે અને તારો પુત્ર દીર્ઘાયુ થાઓ તથા તમારા બન્નેના કુલને આનંદ કર્તા થાઓ, અહીં બેસો.

(સર્વે કશ્યપ ઋષિની પાસે બેસે છે)

**કશ્યપ.**—(પ્રથક્ પ્રથક્ નામ દઇને.)

(શ્લોક અથવા અનુષ્ટુપ્ વૃત્ત)

(૧૯૩)

ભલે શકુંતલા સાધ્વી, ભલે પુત્ર, ભલે નૃપ; ।
શ્રદ્ધા, વિત્ત, અને કર્મ, જામ્યાં એકત્ર એ ત્રણ ॥ ૩૧૦ ॥

**રાજા.**—ભગવન્, આપની કૃપાથી આપની પાસે આવતા પહેલાંજ મારી સર્વ મનકામના સિદ્ધ થઇ, અને દર્શન તો પાછળથી થયાં. એવો કોઇપણ પુરુષ નહિં હોય કે જેના ઉપર આ પ્રમાણે કૃપા થઈ હશે જે માગતા પેહેલાંજ ફળ આવીને ઉભું રહ્યું.

(વંશસ્થવિલ વૃત્ત)

(૧૯૪)

ઉગેછ પૂર્વે કુલ તે પછી ફલ,
અગાઉ મેઘોદય તે પછી જલ; ।
સદાય આ કારણ કાર્યનો ક્રમ,
(પરંતુ) પ્રસાદ પૂર્વે પુઠથી કૃપા તમ. ॥ ૩૧૧ ॥

**માતલિ.**—જગતનાં માબાપ તે એજ પ્રમાણે કૃપા કરે છે.

**રાજા.**—ભગવાન, આ તમારી આજ્ઞાને આધીન એનું ગાન્ધર્વ વિવાહ વિધિથી લગ્ન થયું હતું. પછી કેટલોક કાલ ગયે એનાં સગાં એને મારે ઘેર લાવ્યાં હતાં; પરંતુ મને કંઈ એ વાતનું લક્ષ રહ્યું નહિ, તેથી મેં એનો તિરસ્કાર કરી એને છાંડી. માટે એના તથા આપના સગોત્રી કણ્વઋષિના અપરાધમાં હું આવ્યો છું. પાછળથી અંગુઠી નજરે પડ્યાથી મારા સમજ્યામાં આવ્યું કે કણ્વ ઋષિની દુહિતા સાથે મેં પૂર્વે લગ્ન કર્યું હતું. આ બધી વાત મને મોહોટી આશ્ચર્યકારક લાગે છે.

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત)

(૧૯૫)

દીઠા છતાં હસ્તિ સમક્ષ ઉભો
ન હોય આ તો ગજ એમ બોલે ।
ગયા પછી તે ગજ હોય કે ના
એ વાતનો સંશય ચિત્ત લાવે. ॥ ૩૧૨ ॥
પછી પડેલાં પગલાં જુવે જો
વિશ્વાસ આવે મન તે સમે તો; ।
તમામ આવે નજરે બનેલુ;
વિકાર પામ્યું મુજ ચિત્ત તેવું. ॥ ૩૧૩ ॥

**કશ્યપ.**—બેટા, હવે અપરાધ થયાની શંકા મનમાં જરાએ લાવવી નહિ. તારું જે ચિત્તભ્રમણ થયું હતું તે તેં કંઈ જાણી જોઈને કર્યું ન હતું. સાંભળ.

**રાજા.**—સાંભળું છું.

**કશ્યપ.**—જ્યારે મેનકા પોતે અપ્સરા તીર્થમાંથી ઉતરી પાછી વળતી હતી તે વખત તેના જાણવામાં આવ્યું કે શકુંતલા મહા સંકટમાં આવી પડી છે. ત્યારે મનમાં મોહોટી ચિન્તા ઉત્પન્ન થઇ. પછી એ એને લેઈ આવી અને અદિતિને સોંપી. પાછળથી એને જોઇને હું ધ્યાનમાર્ગે સમજી ગયો કે તેં આ બિચારી ધર્મપત્નીને છાંડી, તેનું કારણ એ કે દુર્વાસા ઋષિનો શાપ થયો હતો તેથીજ, કંઈ બીજા કારણથી નહિ. અને તે શાપ આ અંગુઠી દીઠેથી મટવાનો હતો.

**રાજા.**—( હાશ કરી લાંબો શ્વાસ ખાઇને ), અહા, હા ! આજ હું લોકના મેહેણામાંથી છુટ્યો તેથી મારા મનમાં દુઃખનો ભાર હલકો પડ્યો.

**શકુંતલા.**—( મનમાં ) અરે ! શી દૈવની ગતિ ! પ્રાણનાથે મારો ત્યાગ કર્યો હતો તે કંઈ વગર કારણે કરયો ન હતો. શાપ થયો એમ મને સાંભરતું નથી પણ શાપ તો દીધો હશે અને હૈયાસુનીએ મેં તે જાણ્યો નહીં. મારી સખિઓએ મને એવું કહી મુક્યું હતું કે જો તારો ભર્તા તને ભુલી જાય તો તેને વીંટી બતાવજે. તે એજ કારણથી હશે.

**કશ્યપ.**—બેટા થવાનું હતું તે થયું. તારા મનના કોડ પૂરા પડ્યાં. તું તારા સ્વામિને મળી અને સુખી થઈ; માટે હવે એ વાત સંભારીને તારે સ્વામિ સાથે રોષ ન રાખવો, હો.

( વસન્તતિલકા વૃત્ત )

( ૧૯૬ )

જે દૂર તું ધણિથકી થઇ શાપ લીધે
તે માત્ર વિસ્મૃતિતણા અતિ અન્ધકારે; ।
ભર્તા હતો તુજ વિશેષ ડુએલ તેમાં
તે કારણે; અવર કારણ જાણતી માં ॥ ૩૧૨ ॥

જે વારથી લય થયો તમનોજ ભારી
તે વારથી શરુ થઇ પ્રભુતાજ તારી; ।
છાયા પડે ન કદિ દર્પણ હોય મેલું;
જો હોય શુદ્ધ, પ્રતિબિમ્બ પડેછ સે' હું. ॥ ૩૧૩ ॥

**રાજા**—આપનું કેહેવું યથાર્થ છે.

**કશ્યપ**—બેટા, આ શકુંતલાના પુત્રનું જાતકર્મ વિધિપૂર્વક હમે કર્યું છે તેને તેં પ્રેમપૂર્વક બોલાવ્યો ?

**રાજા.**—અહો ભગવન્, આ મારા વંશની પ્રતિષ્ઠા ( એમ કહીને છોકરાને હાથમાં લઇ આગળ ધરેછે ).

**કશ્યપ.**—એમ જાણજે કે એ પણ તારી પેઠ ચક્રવર્ત્તિ રાજા થશે.

( શિખરિણી વૃત્ત )
( ૧૯૭ )

ખરે જેની લેશે અવનિપર જાતાં સ્થિર ગતિ
નથી થંભી એવા રથ ઉપર બેશી નરપતિ, ।
તરી સિંધુ આખો અનુપમ ગુણે અપ્રતિરથ
બધી સપ્તદ્વીપ અવનિ વળી એ જેર કરશે. ॥ ૩૧૪ ॥
બલાત્કારે પોતે અખિલ વનના જન્તુ જનને
દમેછે તે માટે સહુ જન કહે સર્વદમન; ।
પછી એ લોકોનું ભરણ કરશે તે ગુણ થકી
પ્રજા દેશે એને ભરત શુભ આખ્યા ઉરથકી. ॥ ૩૧૫ ॥

**રાજા.**—ભગવન્, જ્યારે આપેજ એને સંસ્કાર કર્યા તો હવે અમારી પણ એને વિષે મોહોટી ઉમેદ રેહેછે.

**અદિતિ.**—હે પતિરાજ, આ વર્તમાન કણ્વ ઋષિને કહાવ્યું હોય તો ઠીક કે તમારી કન્યાના સર્વ મનોરથ પરિપૂર્ણ થયાછે. એ તો

શકુંતલાના પિતા થાય. આ મારી સેવા કરનારી મેનકા એની મા થાય અને તેનો પણ પુત્રી ઉપર ઘણોજ પ્રેમ છે.

**શકુંતલા.**—( મનમાં )ખરે, મારા મનમાં જે હતું તેજ અદિતિએ કહી દીધું.

**કશ્યપ.**—તપના બળથી એઓને સર્વ વાતની ખબર પડી જાય છે.

**રાજા.**—માટેજ મારા ઉપર કણ્વ ઋષિ અતિ કોપાયમાન નહિ થયા હોય.

**કશ્યપ.**—તથાપિ આ રુડા સમાચાર એમને કહાવવા જોઇએ. કોઇ છે કે આટલામાં?

**શિષ્ય.**—( આવીને ) ભગવન્, આ રહ્યો.

**કશ્યપ.**—અરે ભાઇ, ગાલવ, હમણાંને હમણાં દોડતો દોડતો જઇ મારું નામ દઇ કણ્વ ઋષિને આ શુભ વર્તમાન કહી આવ કે શકુંતલાને જે શાપ પડ્યો હતો તેમાંથી મુક્ત થયાથી રાજા દુષ્યન્તને સ્મૃતિ આવવાથી એણે પાછી એને પુત્ર સહિત સ્વીકારી છે.

**શિષ્ય.**—જેવી ભગવાન્‌ની આજ્ઞા ( એમ કહીને જાયછે )

**કશ્યપ.**—( દુષ્યન્તને ) ભાઇ, હવે તમે પણ સ્ત્રી તથા પુત્રને લેઇને ઇન્દ્રના રથમાં બેશી રાજધાનીએ સધાવો.

**રાજા.** —જેવી ભગવાન્‌ની આજ્ઞા.

**કશ્યપ.** —વળી તને આટલો આશિર્વાદ છે.

( માલિની અથવા માનિની વૃત્ત )

( ૧૯૮ )

તુજ સકલ પ્રજાને ઇન્દ્ર દ્યો વૃષ્ટિદાન,
યજન પણ કરી તું તેહનું રાખ માન; ।
શતયુગક્રમ કાઢો બેઉ અન્યોન્ય કૃત્યે
અતિશય સુખ થાયે ભૂ તથા સ્વર્ગ બેને. ॥ ૩૧૬ ॥

રાજા.—ભગવન્, યથાશક્તિ આ સુખ ભોગવવાની મેહેનત કર્‍યા વિના રહીશ નહિ.

કશ્યપ.—બેટા, હવે તારા ઉપર બીજી શી કૃપા કરું?

રાજા.—આથી વળી બીજું શું સારું રહી ગયું છે? પરંતુ જો ભગવાનની ઇચ્છા એવી હોય કે મારે કંઈ બીજું માગવું તો હું એટલું આપની પાસે માગી લેઉ છું કે ભરત* મુનિનું વચન મને ફળે.

( વસન્તતિલકા વૃત્ત )

(૧૯૯)

રાજા કરો પરમ યત્ન પ્રજા હિતાર્થ;
પામો સરસ્વતી મહા પદ શાસ્ત્રજ્ઞોની;
લાવો પુનર્ભવતણો મુજ અન્ત શંભુ,
છે સર્વ શક્તિયુત એ ભગવાન્ સ્વયંભૂ. ॥ ૩૧૭ ॥

( એમ કહીને સર્વ ઉઠીને જાયછે ).

**સાતમો અંક સમાપ્ત.**

इति श्रीमत्कालिदासविरचितमभिज्ञानशाकुन्तलाख्यनाटकं याज्ञिककुलोत्पन्नेन उमाशंकरतनुजेन जवाहिरलालकेन गुर्जरभाषायां परिणीतं समाप्तम् ॥

( શ્રી કાલિદાસવિરચિત અભિજ્ઞાનશકુંતલ નાટક સમાપ્ત. )

---

* ભરત આ ઠેકાણે નાટ્યશાસ્ત્ર સ્થાપન કરનાર અને નાટક સંબંધી પ્રથમ ગ્રંથ રચનારનું નામ છે. એણે જે નિયમ બાંધેલા છે તે પ્રમાણે સંસ્કૃત નાટકો ઘણું કરીને રચવામાં આવે છે.

આ પુસ્તકમાં આવેલા સંસ્કૃત તથા કઠિણ ગુજરાતી વિગેરે શબ્દનો

# કોષ.

## સંકેતના અક્ષરો.

(સં.)—સંસ્કૃત.
(સં. અ.)—સંસ્કૃત અપભ્રંશ.
(ફા.)—ફારસી.
(હિ.)—હિન્દુસ્થાની.
(ઇં.)—ઇંગ્રેજી.
(મ.)—મરાઠી.
(ના.)—નામ.
ના. પુ.—નામ પુલ્લિંગે.
ના. સ્ત્રી.—નામ સ્ત્રીલિંગે.
ના. ન.—નામ નપુંસકલિંગે.
સ.—સર્વનામ.
સ. ના.—સમાસ નામ.
વિ.—વિશેષણ.
ક્રિ.—ક્રિયાપદ, અકર્મક અથવા સકર્મક.
ક્રિય.—ક્રિયાપદ, અકર્મક.
ક્રિ. સ.—ક્રિયાપદ, સકર્મક.
અ.—અવ્યય.
ઉ.—ઉપસર્ગ.
ધા.—ધાતુ.

## અ.

**અંશ**, (સં.) ના. પુ. ભાગ, હિસ્સો. વાંટો. (ધા. અંશ–ભાગ કરવો).
**અક્ષત**, (સં.) ના પુ. ડાંગેર. (ઉ. અ–નહિ; ધા. ક્ષિ–ક્ષય થવો).
**અગ્નિ**, (સં.) ના. પુ. આગ, આતસ, દેવતા. (ધા. અંગ–વાંકુ જવું).
**અગ્નિહોત્રં**, (સં) સ. ના. ન. અગ્નિને જાગ્રત રાખી બ્રાહ્મણે પોતાની સ્ત્રી સાથે તેની નિત્ય વિધિપૂર્વક પૂજા આદિ કરવાનું જે કર્મ તે. (અગ્નિ અને હોત્ર.)
**અગ્ર**, (સં.) વિ. આગળ પેહેલું.
**અઘોરી**, (સં.) ના પુ. પાહાડની ખો આદિ ઉજડ અને બિહામણી જગાએ રેહેનાર, એદી, ગંદો,
**અંક**, (સં.) ના. પુ. ચિન્હ નિશાની. ૨ નાટકનો ભાગ. (ધા. અંક–ચિન્હ કરવું.) (ધા. અંગ–જવું).
**અંગુલિ**, (સં.) ના. સ્ત્રી. આંગળી. (ધા. અંક–જવું).
**અચલ**, (સં.) ના. પુ. પર્વત, પાહાડ, ગિરિ. ૨ વિ. ચળે–ફરે નહિ એવું, દૃઢ, (ઉ. અ–નહિ; ધા. ચલ્–ચાલવું).
**અજિંક્ય**, (સં.) વિ. જિતાય નહિ એવું. (ઉ. અ; ધા. જિ–જિતવું. અણ્–નહિ; ધા વિધ્–કોચવું).
**અણિડાં**, (સં અ.) ના. ન. ઝીણી અણીવાળાં નાકાં. (ધા. અત્–જવું).
**અતિક્રમણ**, (સં.) ના. ન. મર્યાદાની બાહાર જવું; હદ પાર જવું (ધા. ક્રમ–ફલંગ ભરવી).
**અતિથિ**, (સં.) ના. પુ. અભ્યાગત, પરોણો, મેમાન. (ધા. અત્–જવું).
**અતિમાત્ર**, (સં.) વિ. ઘણુંજ.
**અદૃષ્ટ**, (સં) વિ. જોયેલું નહિ એવું. ૨. ના. ન. નસીબ, ભાગ્ય. (ઉ. અ; ધા. દૃશ્–દેખાવું).

**અદ્યાપિ**, (સં.) અ. હજુએ, હજુસુધી. (ધા. અદ્ય અને અપિ.)
**અધમ**, (સં.) વિ. હલકું, નીચું. (ધા. અધસ્-નીચું).
**અધરહોઠ**, (સં.) અ. ના. પુ. નીચેલો હોઠ. (ધા. અધર અને હોઠ)
**અધરામૃત**, (સં.) સ. ના. ન. નીચલા હોઠમાંથી ઝરતું પ્રેમરૂપી અમૃત તે. (ધા. અધર તથા અમૃત).
**અધિકાર**, (સં.) ના. પુ. હુકમ, અમલ (ધા. અધિ અને કાર. ને અય્ જવું).
**અનઙ્ગ**; અનંગ, (સં.) ના. પુ. કામદેવ. શિવે જેને શરીર નથી એવો બનાવેલો તે (ઉ. અન્-નહિ તથા ધા. અંગ જવું.)
**અનર્થ**, (સં.) ના. પુ. દુઃખદાયક બનાવ, જુલુમ. (ઉ. અન્ ને ધા અર્થ માગવું)
**અનિયમિત**, (સં.) વિ. બરાબર ઠેરવેલું નહિ એવું.
**અનિલ**, (સં.) ના. પુ. વાયુ, પવન, વા. (અનુ; અને ધા. ફૂલ).
**અનુજ્ઞા**, (સં.) ના. સ્ત્રી. આજ્ઞા, હુકમ. (ઉ. અનુ અને જ્ઞા-જાણવું).
**અનુપમ**, (સં.) વિ. સરખાવી શકાય નહિ એવું, સર્વોત્કૃષ્ટ, અતુલ્ય. (ઉ. અન્ તથા ધા. ઉપમ્).
**અનુરક્ત**, (સં.) વિ. આસક્ત, લીન, (ઉ. અનુ તથા ધા-રંજ-ગમવું).
**અનુષ્ઠાન**, (સં.) ના. ન. ઇચ્છેલી વસ્તુ મળવા સારુ મંત્રસાધના અથવા ક્રિયા. (ઉ. અનુ અને ધા સ્થા-રેહેવું). (ઉ. અનુ; અને ધા. સૃ-જવું).
**અન્તઃકરણ**, (સં.) ના ન. મન, હૃદય, હઈયું, આત્મા, જીવ, બુદ્ધિ (અન્તર, અને કરણ.)
**અન્તઃપુર**, (સં.) ના. ન. જનાનખાનાનું, ઓજલ પડદો (અન્તર, અને પુર).

**અન્તર્ધાન**, (સં.) ના. ન. લોપ. અદર્શન, નહિ દેખાવું, ગેબ થઈ જવું (અન્તર અને ધા. ધા–ધારણ કરવું).

**અન્ય**, (સં.) વિ. બીજું

**અન્યાય**, (સં.) ના. પુ. અપરાધ, વાક, ગુન્હો. દોષ.

**અન્યોઅન્ય**, **અન્યોન્ય**, (સં.) વિ. પરસ્પર એક બીજામાં માંહો માંહ (અન્ય ને અન્ય).

**અપરાજીતા**, (સં.) ના સ્ત્રી. એક જાતના મંત્રેલા દોરનું નામ. એમાં એવો ગુણ હતો કે તે જે કોઇ પેહેરે તેને બીજાથી જિતી તકાય નહિ.

**અપરાધ**, (સં.) ના. પુ. વાંક દોષ, ગુન્હો અન્યાય. (ઉ. અપ્ અને ધા. રધ્ હિંસા કરવી.)

**અપૂર્વ**, (સં.) વિ. આગળ નહિ થયેલું એવું (ઉ. અ અને પૂર્વ).

**અપ્સરા**, (સં.) ના. સ્ત્રી. સ્વર્ગ મધ્યે ઇન્દ્રની સભામાં નૃત્ય કરનારી સ્ત્રી, દેવાંગના (અપ્–પાણી અને સૃ–જવું).

**અપ્સરાતીર્થ**, (સં.) ના. ન. દેવાંગનાઓને સ્નાન કરવાનું સરોવર.

**અભિજ્ઞાન**, (સં.) ના. ન. નિશાની, ચિન્હ, ખૂણ (ઉ. અભિ અને જ્ઞા–જાણવું).

**અભિજ્ઞાનશકુન્તલ**, (સં.) સ. ના. ન. અભિજ્ઞાન, (સ્મૃતા, અધ્યાહાર) અને શકુન્તલા એટલે નિશાનીથી ઓળખાઇ એવી શકુન્તલા જે નાટકમાં તે. શકુંતલા દુશ્યન્ત રાજાને વીંટીની નિશાનીથી યાદ આવી હતી. અને ધા. પ્રિય્–સંતોષવું). મા–માનવું, માપવું).

**અભિલાષ**, (સં.) ના. પુ. ઈચ્છા, હોંસ, ઉલટ. (ઉ. અભિ અને લાષ્–ગમવું).

**અભિવન્દન**, (સં.) ના. ન. નમસ્કાર સ્તુતિ. (ઉ. અભિ અને ધા. વન્દ્ અરજ કરવી).
**અભિષેક**, (સં.) ના. પુ. પાણી છાંટવું, ધારા કરવી, (ઉ અભિ અને સીક્-છાંટવું).
**અભ્યાગત**, (સં.) ના. પુ. પરોણો, અતિથિ, (ઉ. અભિ અને ધા ગમ્-જવું).
**અમર**, (સં.) ના. પુ. દેવ, ઇશ્વર (ઉ. અ અને ગા. મૃ-મરવું).
**અમરલોક**, (સં.) ના. ન. સ્વર્ગ, ઇન્દ્રનગરી. (અમર અને લોક.)
**અમૃત**, (સં.) ના. ન. દેવને પીવાનો મીઠો પદાર્થ, સુધા. (ઉ. અ અને મૃ-મરવું).
**અયથાર્થ**, (સં.) અઘટિત, ના લાયક. (અ અને યથાર્થ).
**અરણ્યવાસિ**, (સં.) ના. પુ. વનમાં રેહેનાર જોગી ઋષિ.
**અરુણ**, (સં.) વિ. લાલ, રાતુ. ના. પુ. સૂર્યનો રથ હાકનાર-ગાડીવાન.
**અર્ઘ્યોદક**, (સં.) ના. ન. પૂજાને સારુ પાણી (અર્ઘ્ય અને ઉદક; ધા. અર્ઘ-પૂજા કરવી; અને ઉદક-પાણી).
**અર્ણવ**, (સં.) ના. પુ. સમુદ્ર દરિયો.
**અર્થસિદ્ધિ**, (સં.) ના. સ્ત્રી. ગરણ સરજ મતલબ પાર પડવી.
**અર્પણ**, (સં.) ના. ન. દાન, આપવું (ધા. અર્પ્-આપવું.)
**અલૌકિક**, (સં.) વિ. ચમત્કારિક; અદ્ભુત. (ધા. લોક્-ચમકવું).
**અવકાશ**, (સં.) ના. પુ. નવરાશ. (ધા. કાશ્-પ્રકાશવું ).
**અવનિ**, (સં.) ના. સ્ત્રી. ભૂમિ, પૃથ્વી, ભોંય (ધા. અવ્-રક્ષણ કરવું).
**અવર**, (સં.) વિ. બીજું.
**અવિચળ**, (સં.) વિ. અચલ, પ્રખંડ, ચાલુ રેહે એવું. (ધા. ચલ-ચાલવું).
**અશરણ**, (સં.) વિ. નિરાધાર, નિરાશ્રિત.
**અશ્રુપ્રવાહ**, (સં.) ના. પુ. આંસુની ધારા.

અસુર, (સં.) ના. પુ. દૈત્ય, દાનવ. (ધા. સુર–ઐશ્વર્ય પામવું).
અસુરકંટક; (સં.) સ. ના. પુ. દૈત્યરૂપી કાંટો (અસુર અને કંટક)
અસ્તશિખર, (સં.) સ. ના. ન. અસ્તાચલ નામનો પર્વત જેને પછાડી સૂર્ય સંધ્યાકાલે આથમે છે તેની ટોચ.
અસ્તોદય, (સં.) સ. ના. પુ. આથમવાની તથા ઉગવાની વખત.

## આ

આકાંક્ષા, (સં.) ના. સ્ત્રી. ઇચ્છા, અભિલાષ.
આકુલવ્યાકુલ, (સં.) વિ. ચિન્તાતુર.
આખ્યા, (સં.) ના. સ્ત્રી. નામ.
આખ્યાનકી, (સં.) છંદ શાસ્ત્રમાં એક જાતનું વૃત્ત, એ વિષે ૩૧ મે પાને જુવો.
આચરતો, ક્રિ. ચાલતો.
આછા, વિ. વિરલા, થોડા.
આજ્ઞાંકિત, (સં.) વિ. તાબેદાર, હુકુમ જેણે માથે ચઢાવેલો એવો.
આત્મ, (સં.) વિ. પોતાનું, નિજ.
આત્મા, (સં.) ના. પુ. જીવ, અન્તર્યામી,
આમંત્રણ, (સં.) ના. ન. નોતરુ, તેડું, બોલાવવું.
આમ્રકળિ, (સં.) સ. ના. સ્ત્રી. આંબાનો મોર. (આમ્ર અને કળિ).
આયુષ્યમન્, (સં.) વિ. આયુષ્યવાળો,
આરાધના, (સં.) ના. સ્ત્રી. વિનંતિ, આંર્જવ, કાલાવાલા.
આશ્ચર્ય, (સં.) ના. ન. અચરતી, અજાએબી.
આશ્રમ, (સં) ના. પુ જીવતરની સ્થિતિ. ૨. ઋષિનું અથવા સાધુ પુરુષનું સ્થાન (ધા. શ્રિ–સેવા કરવી).
આહુતિ, [illegible] સ્ત્રી. અગ્નિમાં હોમવાનો પદાર્થ જેમકે ઘી, જવ, તલ

ઇતર, (સં.) વિ.બીજું, અન્ય.
ઇન્દ્રિય, (સં.) ના. સ્ત્રી. જે દ્વારે બાહારનાં પદાર્થનું જ્ઞાન થાયછે તે; જેમ આંખ, નાક, કાન ઇત્યાદિ (ધા. ઇદ્–ઐશ્વર્ય મેળવવું).
ઇન્દ્રિભોગ, (સં.) સ. ના. પુ. ઇન્દ્રિયો દ્વારે ભોગવવું. તે (ઇન્દ્રિય અને ભોગ).
ઇન્દ્રાદિ, (સં) વિ. ઇન્દ્ર વિગેરે.
ઇન્દ્રાસન, (સં.) સ. ના. ન. ઇન્દ્રને બેસવાનું સ્થાન. (ઇન્દ્ર અને આસન).
ઇન્ધન, (સં.) ના. ન. બાળવાનાં લાકડાં. (ધા. એધ્–વધવું).
ઇષ્ટ, (સં.) વિ. ઇચ્છેલું, વાહાલું પ્રિય. (ધા. ઇષ્–ઇચ્છવું).

## ઉ

ઉગ્ર, (સં.) વિ. ભારે, કષ્ટ ભરેલું.
ઉત્કંઠ, (સં.) વિ. આતુર, ઉત્સુક.
ઉત્કંઠા, (સં.) ના. સ્ત્રી. આતુરતા, ઇચ્છા. (ઉત્ ને કંઠ).
ઉત્કૃષ્ટ, (સં.) વિ. શ્રેષ્ઠ, સહુથી સરસ, ઉત્તમ. (ઉત્–અને ધા, કૃષ્–ખેંચવું).
ઉત્તમ, (સં.) વિ. શ્રેષ્ઠ, સહુથી સરસ.
ઉત્પન્ન, (સં.) વિ. પેદા થયલું (ઉત્ અને ધા. પત્–પડવું).
ઉત્સવપાન, (સં.) ના. ન. આનંદને પ્રસંગે પીવાની વસ્તુ (ઉત્સવ અને પાન.)
ઉત્સુક, (સં.) વિ. આતુર.
ઉદર, (સં.) ના. ન. પેટ.
ઉન્નત, (સં.) વિ. ઉંચું.
ઉપભોગ, (સં.) ના પુ. ભોગવવું, સુખ મોજ, મજા, દુઃખનો અનુભવ. (ઉપ અને ભોગ.)

ઉપવાસ, (સં.) ના. પુ. ભુખ્યા રેહેવું તે, ૨ વ્રત, નિયમ.
ઉભય, (સં.) વિ. બે બંને.
ઉભરો, ના. પુ. ઉછાળો, જોસ્સો, મનનો ભાવ.
ઉર, (સં.) ના. ન. છાતી, હઇયું, દીલ.
ઉલ્લંઘન, (સં.) ના. ન. ઓળંગવું, મર્યાદાની પાર જવું (ઉત્ અનેલઘ્).

## ઊ

ઊંજણી, ના. સ્ત્રી. હાથમાં લુગડું અથવા કાંઈ પણ લેઇને તે બીજાના શરીર ઉપર મંત્ર ભણી ફેરવવાની ક્રિયા તે.

## ઋ

ઋતુ, (સં.) સ્ત્રી. વરસનો અમુક કાળ.
ઋણ, (સં.) ના. ન. દેવું. કરજ.
ઋષિકુમાર, (સં.) ના. પુ. મુનિનો છોકરો.
ઋષિપત્નિ, (સં.) ના. સ્ત્રી. મુનિની સ્ત્રી.

## એ

એકવાસ, (સં.) ના. પુ. એકાન્ત.
એંધાણી, ના. સ્ત્રી. નિશાની, ચિન્હ.

## ઓ

ઓઘ, (સં.) ના. પુ. પ્રવાહ.
ઓઘપાત, (સં.) ના. પુ. પ્રવાહનું પડવું.
ઓપણી, ના. સ્ત્રી. જેથી ઓપ અથવા ચળકાટ ચઢે એવું હથીયાર.

## ક

કંકણ, (સં.) ના. ન. કડું.
કંટક, (સં.) ના. પુ. કાંટો.

**કન્યકા**, (સં.) ના. સ્ત્રી. કન્યા, છોકરી, દીકરી.
**કમખો**, ના. પુ. કાંચળી, ચોળી, કાપડું.
**કમલ**, (સં.) ના. ન. લાંબી ડાંડીવાળું પાણીમાં ઉત્પન્ન થતુ પુષ્પ.
**કરાર**, (આ.) ના. પુ. સુખ, જંપ. ૨ કબુલાત.
**કરારે**, અ. સુખેથી.
**કરભોરુ**, (સં.) ના. સ્ત્રી. જાડી અને સુન્દર ઝાંઘવાળી. કરભ–હાથીની સુંઢ અને ઊરુ–ઝાંઘ.
**કરમાવે**, ક્રિ. સ. સુકાવે.
**કર્ણ**, (સં.) ના. પુ. કાન.
**કલંક**, (સં.) ના. પુ. ડાઘ, એબ, બટ્ટો.
**કલ્પલતા**, (સં.) સ. ના. સ્ત્રી. કલ્પવૃક્ષનો છોડ.
**કલ્લા**, (સં.) ના. પુ. બાચકા.
**કલ્લોલ**, (સં.) ના. પુ. પાણીનાં મોજાં ૨. મઝા, મોજ, સુખ.
**કષ્ટક**, (સં.) ના. ન. દુઃખ (કષ્–હિંસા કરવી).
**કળા**, (સં.) ના. સ્ત્રી. વગર ખીલેલું ફુલ.
**કાન્તા**, (સં.) ના. સ્ત્રી. પ્રિયા, વાહાલી સ્ત્રી. સુંદર સ્ત્રી. (ધા. કમ્–ઇચ્છવું).
**કામદેવ**, (સં.) ના. પું. ઇચ્છાનો દેવ, મદન, (કામ અને દેવ).
**કામિ**, (સં.) વિ. ઇશકના જોસ્સાથી બળેલો.
**કામિની**, (સં.) ના. સ્ત્રી. તરુણ સ્ત્રી.
**કાષ્ઠભક્ષણ**, (સં.) ના. ન. લાકડું ખાળી નાખવું.
**કાળજડું**, ના. ન. હઇયું, હ્દય.
**કિંચિત્**, (સં.) વિ. થોડું, લગીર.
**કિંવા**, (સં.) અ. અથવા, વા, ઇયા.
**કિરણ**, (સં.) ના પુ. તેજનો અંશ સીધી લીટીમાં આવેછે તે.

કુભાંડિ, વિ. તરકટી.
કુમારિકા, (સં.) ના. સ્ત્રી. કુંવરી, છોકરી.
કુમુદ્વતી, (સં.) ના. સ્ત્રી. ધોળા કમલ ફુલનો વેલો.
કુરવક, (સં.) ના. ન. એક જાતનું ઝાડ.
કુલદીવો, (સં.) સ. ના. પુ. શોભાવનાર.
કુલપતિ, (સં.) ના. પુ. કુટુમ્બનો વડીલ.
કુલાંકુર, (સં.) ના. પુ. સારા કુટુમ્બનો છોકરો. (કુલ અને અંકુર).
કુસુમ, (સં.) ના ન. ફુલ, પુષ્પ,
કૃશ, (સં.) વિ. પાતળું, તાણી કાઢેલું (ધા. કૃશ્–ખેંચવું).
કૃશાંગી, (સં.) ના. સ્ત્રી. પાતળા શરીરવાળી સ્ત્રી, (કૃશ અને અંગી)
કૃષ્ણવર્ણ, (સં.) વિ. કાળા રંગવાળું.
કેશર, (સં.) ના. ન. જીંડવાવાળો એક જાતનો છોડ–એનાં ફુલ ઘેરા પીળા રંગનાં ને ખુશબો આપતાં છે. (ન. કો.)
કેસરી, (સં.) સિંહની જાતિ.
કોકિલ, (સં.) ના. પુ. કોયલ,
કોકિલવર્ણી, (સં.) ના. સ્ત્રી. કોયલના રંગ જેવી.
કોડ, ના. પુ. મનોરથ, અભિલાષ, ઇચ્છા.
કોપાયમાન, (સં.) વિ. રીસ ઝડ ચઢી જાય એવો.
કોરાવવું, ક્રિ. સ. કોતરાવવું.
કૌશિક, (સં.) ના. ન. ઋષિના ગોત્રનું નામ.
ક્યારો, ના. પુ. ઝાડ અથવા છોડની આસપાસનો ખાડો જેમાં પાણી રેડાયછે તે.
ક્રમ, (સં.) ના. પુ. અનુક્રમ.
ક્રીડા, (સં.) ના. સ્ત્રી રમત, ખેલ, ગમત. (ધા. ક્રીડ્–રમવું).

ખંડણી, ના. સ્ત્રી. રાજાને તાબેદારીને પેટે જે દંડ આપવાનો તે.
ખાખ, ના. સ્ત્રી. ભસ્મ, રાખ, રાખોડી.
ખિદમત, (ફા.) ના. સ્ત્રી. ચાકરી, તાબેદારી.

## ગ

ગજરાજ, (સં.) સ. ના. પુ. મોહોટા હાથી. (ગજ અને રાજ).
ગઠકટે, (ફા.) ના. પુ. ગંઠીયો, ખીસાકાતરુ.
ગતિ, (સં.) ના. સ્ત્રી. અવસ્થા, હાલત, વગ્હે. ર. ચાલ. (ધા. ગમ્-જવું).
ગદ્ગદિત, (સં.) વિ. ગળામાંથી ગળગળ શબ્દ નિકળતો હોય એવું.
ગમન, (સં.) ના. ન. જવું, ચાલવું. (ધા. ગમ્-જવું).
ગાત્ર, (સં.) ના. ન. શરીરના અવયવ.
ગાંધર્વ, (સં.) વિ. કન્યા તથા વરનો પરસ્પર ઇચ્છાથી થયેલો એવો (વિવાહ).
ગિરિ, (સં.) ના. પુ. ડુંગર, પર્વત, પાહાડ (ધા. ગૃ ગળવું).
ગુંજ, ગુંજાર, (સં.) ના. પુ. ભમરાનો અથવા મધમાખીનો શબ્દ.
ગૃહી, (સં.) ક્રિ. સ. લીધી. (ધા. ગૃહ્-લેવું.)
ગોત્ર, (સં.) ના. ન. કુલ, મૂલપુરુષનું નામ.
ગૃહણ, (સં. ના. ન. પૃથ્વીની છાયા સૂર્ય ચંદ્ર ઉપર પડેથી તે પદાર્થોનો પ્રકાશ થતો જે બંધ થાયછે તે, કર્મ.
ગ્રહણાન્ત, (સં.) સ. ના. પુ. ગ્રહણની સમાપ્તિ. (ગ્રહણ અને અંત).
ગ્રીષ્મ, (સં.) ના. પુ. જેઠ અશાડ માસની ઋતુ તે.

## ઘ

ઘટિત, (સં.) વિ. યોગ્ય, ઘટતું (ધા. ઘટ્-ઘડવું).
ઘૃત, (સં.) ના. ન. ઘી. (ધા. ઘૃ-રેડવું, ઓતવું).

## ચ

**ચક્રવર્ત્તિ**, (સં.) ના. પુ. પૃથ્વીપતિ, મોહોટો રાજા. (ચક્ર અને વર્તિ).

**ચટકો**, ના. પુ. દંશ, બળતરા.

**ચડસ**, ના. પુ. ચસકો, શોખ, લત, લક્ષુતા.

**ચમત્કાર**, ના. પુ. નવાઈ, અચરતી.

**ચમર**, ના. પુ. ચમરી, પીછી.

**ચરચાય**, ક્રિ. સ. લોકોને મોહોડે વાત ચાલે, ગવાય, ચુંથાય.

**ચરણ**, (સં.) ના. ન. પગ. ૨. (કવિતામાં) તુક, પદ, ભાગ. (ધા. ચર્—ચાલવું).

**ચિત્તભ્રમ**, (સં.) ના. ન. ચિત્તનું ભમવું તે. (ચિત્ત અને ભ્રમ).

**ચિત્તવૃત્તિ**, (સં.) ના. સ્ત્રી. મનની ઈચ્છા, મનનું વલણ. (ચિત્ત અને વૃત્તિ).

**ચિન્તન**, (સં.) ના. ન. વિચાર કરવો, મનમાં ઘોળાયાં કરવું. (ધા. ચિત્—વિચારવું).

**ચિરકાલ**, (સં.) ના. પુ. ઘણો વખત.

**ચિરંજીવ**, (સં.) ઘણું જીવો. ૨. ના. પુ. પુત્ર, દીકરો.

**ચુમ્બિત**, (સં.) વિ. ચુમેલું. (ધા. ચુમ્—ઓઠી કરવી).

**ચુલ**, (હિ.) ના. સ્ત્રી. ચેળ, ખંજવાળવાની ઇચ્છા.

**ચેષ્ટા**, (સં.) ના. સ્ત્રી. ચાળા. (ધા. ચેષ્ટ—ચેષ્ટા કરવી).

## છ

**છંદોમયી**, (સં.) વિ. વૈદિક મંત્રવાળી.

**છમ**, વિ. ઘણું લીલું, કાળાશ ઉપર આવી ગતેલું એવું.

**છાબ**, ના. સ્ત્રી. છાબડી, ટોપલી.

જટામંડળ, (સં.) ના. ન. જટાજૂટ.
જન્મચરિત્ર, (સં.) સ. ના. ન. ઉત્પત્તિનું વર્ણન. (જન્મ અને ચરિત્ર).
જન્મકર્મવિધિ, (સં.) સ. ના. સ્ત્રી. છોકરુ અવતર્યા પછીનો સંસ્કાર.
જયકાર, (સં.) ના. પુ. જયશબ્દ.
જલકુબ્જ, (સં.) ના. ન. નેતરનું ઝાડ.
જલસ્નાન, (સં.) સ. ના. ન. પાણીમાં નાહાવું તે. (જલ અને સ્નાન).
જાગ્યા, ક્રિ. અ. એકઠા થયા.
જિતેન્દ્રિય, (સં.) વિ. ઇન્દ્રિયો વશ રાખવા સંબંધી.
જીર્ણ, (સં.) વિ. જાુનું, (ધા. જર્-જુનુ થવું).
જીવન, (સં.) ના. ન. જેથી જીવ રહી શકે તે, નિર્વાહ. (ધા. જીવ્-પ્રાણ ધારણ કરવો).
જીવનગાળો, ના. પુ. જીવાઇ, જેથી જીવતર નિભી શકે તે.
જાુઇ, (સં. અ.) ના. સ્ત્રી. જાુઇનું—જાસુસનું ફુલ.
જાુથ, (સં. અ.) ના. ન. ટોળું, સંગ્રહ.
જેરકરશે, (ફા.) ક્રિ. સ. જીતશે.
જોગમાયા, (સં.-અ) ના. સ્ત્રી. જોગિણી, સ્વરૂપવાળી સ્ત્રી. ધા. યોગિ અને માયા).
જોડકણું, ના. ન. કવિતાની રચના, કવિતા, કવન.
જોરુ, (હિ.) ના. સ્ત્રી. ઓરત, બાયડી બઇરી, બઇયર.
જ્યા, (સં) ના. સ્ત્રી. ધનુષની દોર.

## ઝ

ઝાખા, વિ. નિસ્તેજ.
ઝાંઝ, ના. સ્ત્રી. રીશ, ક્રોધ.

## ટ

ટટાર, વિ. સીધો.
ટણકાર, ના. પુ. શબ્દ.
ટૌકો, ના. પુ. સ્વર, અવાજ.

## ડ

ડેર, (ફા.) ના. સ્ત્રી. વાર, ઢીલ.

## ત

તજ્યા, ક્રિ. સ. છોડ્યા.
તત્સમય, (સં.) સ. ના. પુ. તે વખત. (તત્ અને સમય.)
તદપિ, (સં.) અ. તોપણ, તોય, એમ છતાં. (તત્ અને અપિ).
તદબીર, (ફા.) ના. સ્ત્રી. યુક્તિ, ગોઠવણ.
તંતુ, (સં.) ના. પુ. તાંતણો.
તન્મય, (સં.) વિ. તલ્લીન, લીન થયેલું, ગરક થયેલું.
તપ, } (સં.) ના. ન. } વન વગડામાં રહી કષ્ટ
તપશ્ચર્યા, } ના. સ્ત્રી. } વેઠવું તે. (ધા. તપ્-તપવું).
તપસ્વિ, (સં.) ના. પુ. તપ કરનાર, ઋષિ. (ધા. તપ્-તપવું).
તપસ્વિજનો, (સં.) સ. ના. પુ. તપ કરનારા લોકો.
તપસ્વિની, (સં.) ના. સ્ત્રી. તપ કરનારી સ્ત્રી.
તપોધનો, (સં.) ના. પુ. ઋષિ, તપશ્ચર્યા કરનાર (તપ અને ધન.)
તપોવન, (સં.) ના. ન. ઋષિનો આશ્રમ, તપ કરવાનું વન.
તમ, (સં.) ના. ન. અન્ધકાર, અંધારુ. (ધા. તમ્-દુઃખ ભોગવવું).
તરુ, (સં.) ના. ન. ઝાડ, વૃક્ષ. (ધા. તૃ-ઢાંકવું).
તરુણી, (સં.) ના. સ્ત્રી. જુવાન સ્ત્રી.

**તર્ક**, (સં.) ના. પુ. વિચાર, કલ્પના. (ધા. તર્ક્-વાદ વિવાદ કરવો).
**તર્પણ**, (સં.) ના. ન. તૃપ્તિ ૨. પાણીના ખોબલા ભરી મંત્ર ભણી પિત્રીને અર્ઘ્ય આપવા તે. (ધા. તૃપ્-ખુશી કરવું).
**તલપ**, ના. સ્ત્રી. કુદકારો, થેકડો, ઉઠીને પડવું તે.
**તલ્પી**, વિ. આતુર.
**તાત**, (સં.) ના. પુ. બાપ, પિતા.
**તાપસ**, (સં.) વિ. ઋષિ-તપસી સંબંધી. (ધા. તપ્-તપવું).
**તાપસકર્મ**, (સં.) ના. ન. તપશ્ચર્યાનું કામ, તપશ્ચર્યા.
**તીર્થ**, (સં.) ના. ન. પુણ્યભૂમિ, પવિત્રસ્થાન. (ધા. તૃ-તરવું.)
**તીવ્રાઘાત**, (સં.) ના. પુ. તીક્ષ્ણ આચકો. (તીવ્ર અને આઘાત).
**તુલ્ય**, (સં.) વિ. બરોબર, તોલે, સમ. (ધા. તુલ્-વજન કરવું).
**તૃપ્તિ** (સં.) ના. સ્ત્રી. મન ઠરવું. (ધા. તૃપ્-ખુશી કરવું).
**તૃષાળુ**, (સં.) વિ. તરશો, તૃષ્ણા-ઇચ્છા ભરેલો. (ધા. તૃષ્-તરસ લાગવી.)
**તેજસ્વી**, (સં.) વિ. તેજસ્વિ. (ધા. તિજ્.-તીક્ષ્ણ કરવું).
**તૈજસ**, (સં.) વિ. તેજવાળું.
**ત્યાગ**, (સં.) ના. પુ. છોડી દેવું, મુકી દેવું. (ધા. ત્યજ્-તજવું).

## દ

**દંડ**, (સં.) ના. પુ. દાંડો, લઠ્ઠો. ૨ શિક્ષા.
**દર્ભ**, (સં.) ના. પુ. દાભ, કુશ.
**દર્ભોદક**, (સં.) ન. ના. ન. જેમાં દાભ અથવા દર્ભ નાંખેલો એવું પાણી.
**દર્શન**, (સં.) ના. ન. દેખાવ. (ધા. દૃશ્-દેખાવું.).
**દર્શનસુખ**, (સં.) સ. ના. ન. જોયાથી ઉપજતું જે સુખ તે.

**દશા**, (સં.) ના. સ્ત્રી. અવસ્થા, સ્થિતિ.
**દાક્ષાયણી**, (સં.) ના. સ્ત્રી. દક્ષ પ્રજાપતિની છોકરી.
**દાખવે**, ક્રિ. સ. દેખાડે.
**દાટ**, (સ.) વિ. ઘણી, વિશેષ.
**દામ**, (ફા.) ના. પુ. પૈસો, મૂલ, કિમ્મત.
**દીર્ઘનયનવાળી**, વિ. લાંબા ડોળાવાળી.
**દીર્ઘાયુ**, (સં.) સ. પુ. જેનું લાંબું આયુષ્ય છે એવો.
**દિનકર**, (સં.) ના. પુ. સૂર્ય.
**દુભવ્યો**, ક્રિ. સ. મન ખાટું કીધું, ખીજવ્યો, દુઃખવ્યો.
**દુર્લભ**, (સં.) વિ. મળવું મુશ્કેલ, અપ્રાપ્ય. (ઉ. દુર-દુઃખથી અને ધા. લભ્-મળવું).
**દુઃસહ**, (સં) વિ. વેઠી શકાય નહિ એવું, (ઉ. દુર અને ધા. સહ્-વેઠવું).
**દૃષ્ટિ**, (સં) ના. સ્ત્રી.નજર, આંખ. (ધા. દૃશ્ દેખવું).
**દવડી**, ના. સ્ત્રી. મેહેલનો અથવા ઘરનો આગલો ભાગ, જ્યાં ચોકી પોરો બેસાડેલો હોય તે ઠેકાણું.
**દેવસેવા**, (સં.) સ. ના. સ્ત્રી. દેવપૂજા, દેવની ચાકરી.
**દેવાંગના**, (સં.) સ. ના. સ્ત્રી. અપ્સરા, સુરસુન્દરી. (દેવ અને અંગના).
**દૈત્યગણ**, (સં.) ના. પુ. રાક્ષસની ટોળી.
**દૈવ**, (સં.) ના. ન. નસીબ. (ધા. દિવ્-પ્રકાશવું).
**દૈવત**, (સં. અ.) ના. શક્તિ, માલ, જીવ.
**દૈવયોગ**, (સં.) સ. ના. પુ. નસીબનું બળ, નસીબનું જોર.
**દૌહિત્ર** (સં.) ના. પુ. છોકરીનો છોકરો. (ધા. દુહ્-દોહોવું).
**દ્વિજ**, (સં.) ના. પુ. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય. (ધા. દ્વિ-બે અને જ—જન્મેલો.)

## ધ

**ધનુષ**, (સં.) ના. ન. કામઠું, જે શસ્ત્રથી તીર મારવામાં આવે છે તે.

**ધન્વી**, (સં.) ના. પુ. ધનુષ ધરનાર, ધનુષધારી, શિકારી, પારધી.

**ધરી**, ક્રિ. સં. લેઈ.

**ધર્મપત્ની**, (સં.) અ. ના. સ્ત્રી. ધર્મશાસ્ત્ર પ્રમાણે પરણેલી સ્ત્રી.

**ધર્મશાસ્ત્ર**, (સં.) સ. ના. ન. માણસે કેવી રીતે વર્તવું તેની જેમાં આજ્ઞા કરેલી છે તે, વ્યવહાર શાસ્ત્ર. (ધર્મ અને શાસ્ત્ર).

**ધર્માચાર્ય**, (સં.) સ. ના. પુ. ધર્મનો ઉપદેશ કરનાર, સાધુ, (ધા. ધર્મ અને આચાર્ય).

**ધર્માધિકારસ્થાન**, (સં.) સ. ના. ન. ઇનસાફની જગા, દરબાર, કોરટ

**ધર્માભિષેક**, (સં.) સ. ના. ધર્મપ્રમાણે અભિષેક એટલે પાણી છાંટવાની ક્રિયા. (ધર્મ અને અભિષેક).

**ધર્મારણ્ય**, (સં.) સ. ના. ન. જે ઠેકાણે ઋષિયો રેહે છે તે, આશ્રમ પુણ્યભૂમિ. ( ધર્મ અને અરણ્ય.)

**ધર્માસન**, (સં.) સ. ના. ન. ઈનિસાફની ગાદી, ઇનસાફની ખુરશી. (ધર્મ અને ધા. અસ્-બેસવું)

**ધારણ**, (સં.) ના. ન. લેવું, સ્વીકાર. (ધા. ધૃ-ધરવું).

**ધીકે**, ક્રિ. અ. બળે.

**ધૂમ**, (સં.) ના. પુ. ધુમાડો.

**ધ્વનિ**, (સં.) ના. પુ. શબ્દ (ધા. ધ્વન્-શબ્દ કરવો.)

**નટી,** (સં.) ના. સ્ત્રી. નાટકમધ્યે ખેલનારી સ્ત્રી. (ધા. નટ્—નાચવું).

**નમસ્કાર,** (સં.) ના. પુ. નમવું, નમન. (ધા. નમ્—નમવું).

**નયન,** (સં.) ના. ન. આંખ. (ધા. ની—લેઇ જવું).

**નરપતિ,** (સં.) સ. ના. પુ. રાજા, લોકોનો પાળનાર, નૃપતિ.

**નર્ત્તન,** (સં.) ના. ન. નાચ, નાચવાનું કામ. (ધા. નૃત્—નાચવું).

**નવમાલિકા,** (સં.) ના. સ્ત્રી. જાુઇનું ફુલ.

**નષ્ટ,** (સં.) વિ. નાશ પામેલો. (ધા. નશ્—નાશ પામવો).

**નામરાશી,** (સં.) ના. પુ. સરખું નામ ધરાવનાર, એકજ નામવાળો.

**નિગીન,** (ફા.) ના. પુ. વીંટીનું પાનું.

**નિઘા,** (ફા.) ના. સ્ત્રી. સાવચેતી, સંભાળ, નજર.

**નિજ,** (સં.) વિ. પોતાનું, સ્વકીય.

**નિતમ્બ,** (સં.) ના. પુ. થાપા, ધગડા.

**નિતમ્બભારગુરુ,** (સં.) વિ. થાપાના વજનથી ભારે એવું.

**નિપુણતા,** (સં.) ના. સ્ત્રી. કુશલતા, પ્રવીણતા, હુંશીઆરી.

**નિમગ્ન,** (સં.) વિ. ગરક થઇ ગએલો, બુડેલો, ડુબેલો.

**નિમિત્ત,** (સં.) ના. ન. કારણ, હેતુ, આહાનું, મિષ.

**નિયમ,** (સં.) ના. પુ. વૃત્ત, રીતિ. (ધા. ની—લેઇ જવું).

**નિયમશે,** ક્રિ. સ. ઠરાવશે, નક્કી કરશે.

**નિરખવું,** ક્રિ. સ. જોવું.

**નિરાંત,** ના. સ્ત્રી. નિવૃત્તિ, આરામ, ચ્હેન.

**નિર્દય,** (સં.) વિ. ઘાતકી, દયાહીન. (ઉ. નિર્ અને દયા).

**નિર્માણકર્ત્તા,** (સં.) ના. પુ. પેદા કરનાર, ઠરાવનાર.

નિવારણ, (સં.) ના. ન. ટાળવું, મટાડવું, (ઉ. નિ અને ધા. વર્-માગવું).
નિવાસ, (સં.) ના. પુ. રેહેઠાણ, વાસ. (ધા. વસ્-વસવું).
નિર્વિઘ્ન, (સં.) વિ. અડચણ થયા વિના.
નિષિદ્ધ, (સં.) વિ. દોષવાળું. (ધા. ષિધ્-સારું કરવું).
નિહન્ત, (સં.) ના. પુ. નાશ કરનાર. (ધા. હન્-હણવું).
નિહાળવું, ક્રિ. સ. જોવું.
નીર, ના. ન. પાણી, જલ.
નીવાર, (સં.) ના. પુ. વગર ખેડેલું ધાન્ય, જેને નીમાર કરી કેહેછે. એ ધાન્ય ડાંગેરના જેવું હોયછે તેને ખાંડેથી લાલ ચોખા નીકળે છે.
નૂર, ના. ન. તેજ, હોશ.
નૃપ, નૃપતિ, } (સં.) ના. પુ. રાજા, લોકને પાળનાર, નરપતિ.
ન્યારો, (હિં.) વિ. જુદો.

## પ

પંકજ, (સં.) ના. ન. કમલનું ફુલ. (પંક-કાદવ, અને જ જન્મેલું).
પડખે, અ. પાસે.
પણછ, ના. સ્ત્રી. ધનુષની દોર.
પંડ, (સં. અ.) ના. પુ. જાત, શરીર.
પતન, (સં.) ક્રિ. અ. પડવું. (ધા. પત્-પડવું).
પતિવ્રતા, (સં). ના. સ્ત્રી. ધણિની સેવામાં તત્પર એવી સ્ત્રી. પતિનું વ્રત પાળનારી સ્ત્રી.
પત્ની (સં.) ના. સ્ત્રી. પરણેલી સ્ત્રી. (ધા. પા-પાળવું).

પત્ર, (સં.) ના. ન. પાંદડું, ૨. કાગળ. (ધા. પત્-પડવું).
પદ, (સં.) ના. ન. પગ, ચરણ, પાગ; ૨. સ્થાન; ૩. તુક, ચરણ, કવિતા. (ધા. પદ્-જવું).
પદ્મ, (સં.) ના. ન. કમલ.
પયોધર, (સં.) ના. પુ. સ્તન. કુચ. (ધા. પય્ અને ધૃ-ધરવું).
પરવશ, (સં.) વિ. પરાધીન, પરતંત્ર (પર અને વશ).
પરસ્પર, (સં.) વિ. એકબીજાનું.
પરાંગમુખી, (સં.) વિ. આડું મુખ કરેલું એવો, ફેરવી નાખેલું.
પરાજય, (સં.) ના. પુ. હાર. (ઉં. પર અને ધા. જિ-જિતવું.)
પરાધીન, (સં.) વિ. પરવશ, પરતંત્ર.
પરાપૂર્વ, (સં.) વિ. બાપ દાદાથી ચાલતો આવેલો, ઉત્તરોત્તર આવેલો.
પરિક્રમણ, (સં) ના. ન. ફેરફુંદડી, ફરવું, (ઉ. પરિ-આસપાસ, ગોળ; અને ધા. ક્રમ-પગ અફાળવા).
પરિઘ, (સં) ના. પુ. ઘેરાવો.
પરિશ્રમ, (સં.) ના. પુ. મેહેનત. (ઉ. પરિ અને ધા. શ્રમ્-સેવા કરવી).
પર્યન્ત, (સં.) અ. સુધી.
પલ્લવ, (સં.) ના. પુ. પાંદડું.
પવિત્ર, (સં.) વિ. શુદ્ધ, નિર્મળ, સ્વચ્છ. (ધા. પુ-પવિત્ર કરવું).
પશ્ચાત્તાપ, (સં.) ના. પુ. પસ્તાવો, ખેદ. (ધા. પશ્ચાત્-તપ્-તપવું).
પાટલ, (સં.) ના. ન. ગુલાબના સરખુ સુગંધી ફુલ.
પાડ, ના. પુ. આભાર, ઉપકાર.
પાત્ર. (સં.) ના. ન. વાસણ; ૨. (નાટકમાં) ખેલ કરનારી મંડળી; ૩. વિ. યોગ્ય, ઘટિત, લાયક.

પાદવન્દન, (સં.) ના. ન. પગે પડવું, ચરણસેવા. (પાદ અને વન્દન).
પાંપણયુક્ત, વિ. પાંપણની ભરેલી.
પારધિ, ના. પુ. શીકારી.
પાલન, } (સં.) ના. ન. પાળવું, પોષવું. (ધા. પા-પાળવું).
પાલનપોષણ, }
પિત્રિ, (સં.) ના. પુ. પૂર્વજ. (ધા. પા-પાળવું).
પિનાક, (સં.) ના. ન. શિવનું ધનુષ, ત્રિશૂળ.
પિશાચ, (સં.) ના. પુ. માંસ ભક્ષણ કરનાર ભૂત.
પીઠી, ના. સ્ત્રી. સુગંધી પદાર્થની મેળવણીનો અરગચો.
પીડારક્ષાર્થ, (સં.) ના. ન. પીડામાંથી બચાવ કરવાની મતલબ છે જેની એવું.
પુત્ર, (સં.) ના. પુ. દીકરો, છોકરો. (પુ. એ નામનું નર્ક અને ત્ર-તારવું).
પુત્રપિંડપાલન, (સં.) ના. ન. દીકરાના શરીરની રક્ષા.
પુનઃ, } (સં.) અ. ફરીથી, પાછું.
પુનર, }
પુરુકુલ, (સં.) ના. ન. પુરુવંશ.
પુરુવંશ, (સં.) ના. પુ. પુરુકુલ.
પુરુષકેશરિ, (સં.) ના. પુ. નૃસિંહ, વિષ્ણુ.
પુષ્પશયન, (સં.) ના. સ્ત્રી. ફુલની પથારી.
પૂજા, (સં.) ના. સ્ત્રી. સેવા. (ધા. પૂજ્-પૂજા કરવી).
પૂજ્ય, (સં.) વિ. પૂજવા લાયક, સેવા પાત્ર. (ધા. પૂજ્-પૂજા કરવી).
પૂર્વ, (સં.) વિ. પ્રથમ, ના. સ્ત્રી. ઉગમણી બાજુ.
પૂર્વે, (સં.) અ, પેહેલાં, અગાઉ.

પૃથક્, (સં.) અ. જુદુ જુદુ, જુદી જુદી રીતે.
પૃથિવીતલ, (સં.) ના. ન. પૃથિવીનું તળિયું.
પૌરવ, (સં.) વિ. પુરુવંશમાંનો.
પ્રકરણ, (સં.) ના. ન. વિષય.
પ્રકાર, (સં.) ના. પુ. ભેદ, જાતી.
પ્રકૃતિ, (સં.) ના. સ્ત્રી. સ્વભાવ. (ધા. કૃ-કરવું).
પ્રજાપતિ, (સં.) ના. પુ. બ્રહ્મદેવ.
પ્રતિગૃહ, (સં.) ના. પુ. સ્વીકાર. લેવું. (ઉ. પ્રતિ અને ધા. ગૃહ-લેવું).
પ્રતિબિમ્બ, (સં.) ના. ન. છાયા, પ્રતિમા. (પ્રતિ અને બિમ્બ).
પ્રતીતિ, (સં) ના. સ્ત્રી. વિશ્વાસ, પતીજ.
પ્રત્યક્ષ, (સં.) વિ. ઉઘાડું, નજર આગળ. દેખીતુ, સ્પષ્ટ.
પ્રમદવન, (સં.) ના. ન. અમનચમન-વિલાસ કરવાનું ઠેકાણું.
પ્રમદાઓ, (સં.) ના. સ્ત્રી. જુવાન સ્ત્રીઓ જેનામાં કામ ઘણો વ્યાપી રહેલો છે તે. (ઉ. પ્ર અને ધા. મદ્-ગર્વ ચઢવો).
પ્રમાણ, (સં.) ના. ન. મર્યાદા, સીમા, ૨. હેતુ, કારણ. વિ. બરોબર, પ્રમાણે. (ધા. મા-માપવું).
પ્રમાદ, (સં.) ના. પુ. બેભાનપણ. અસાવધપણું (મદ્-ગર્વ ચઢવો).
પ્રયાસ, (સં.) ના. પુ. પરિશ્રમ. (ધા. યસ્-મેહેનત કરવી).
પ્રયોગ, (સં.) ના. પુ. વિધિ. (ઉ. પ્ર અને ધા. યુજ્-યોજવું).
પ્રવાસિ, (સં.) વિ. મુસાફર, વટેમાર્ગુ.
પ્રવેશ, (સં.) ના. પુ. પેસવું. (ધા. વિશ્-પેસવું).
પ્રસાદ, (સં.) ના. પુ. અનુગૃહ, ફ્લ. (ધા. સદ્ પ્રસન્ન થવું).

**પ્રસાદિરૂપ,** (સં.) ના. ન. ફળરૂપ.
**પ્રસૂતિ,** (સં.) ના. સ્ત્રી. પ્રસવ, ગર્ભમોચન, છેડા છુટકા. (ધા. સુ–જણવું).
**પ્રસ્તાવના,** (સં.) ના. સ્ત્રી. દીબાચો.
**પ્રાણનાથ,** (સં.) ના. પુ. ધણિ, સ્વામિ.
**પ્રાપ્તિ,** (સં.) ના સ્ત્રી. મળવું, લાભ. (ધા. પ્રા–પામવું).
**પ્રીતિપૂર્વક,** (સં.) વિ. હેત ભરી.
**પ્રીતિસૂચક,** (સં.) વિ. હેત બતાવનારું.

## ફ

**ફરકે,** ક્રિ. અ. ધ્રુજે.
**ફોમ,** ના. સ્ત્રી. ભાન, સ્મરણ, સ્મૃતિ, યાદદાસ્ત. (ધા. સ્મૃ–સાંભરવું).

## બ

**બખોલ,** ના. સ્ત્રી. ઝાડના થડનું પોલાણ.
**બદન,** (ફા.) ના. ન. શરીર, કાયા.
**બંધન,** (સં.) ના. ન. બાંધણ, બંધ. (ધા. બંધ્–બાંધવું).
**બન્ધુજન,** (સં.) ના. ન. ભાંડુ, સગાં.
**બલિ,** (સં.) ના. પુ. ભોગ, રાજાનું નામ.
**બહુધા,** (સં.) અ. ઘણું કરીને, બહુ પ્રકારે.
**બાધ,** (સં.) ના. પુ. અડચણ, હરકત.
**બિન્દુ,** (સં.) ના. ન. ટપકું, મીડું.
**બુટ્ટો,** ના. પુ. કલ્પના, યુક્તિ.
**બ્રહ્મચર્ય,** (સં.) ના. ન. બ્રાહ્મણની–વિદ્યાર્થીની અવસ્થા.

**બ્રહ્મા,** (સં.) ના. પુ. જગતનો પેદા કરનાર, કિરતાર, સૃષ્ટિ સરજાવનાર.

**બ્હેકે,** ક્રિ. અ. સુવાસ મારે.

## ભ

**ભક્તિ,** (સં) ના. સ્ત્રી. દેવસેવા, પૂજા, દેવનિષ્ઠા, આકીન. (ધા. ભજ્–સેવા કરવી).

**ભગવન્,** (સં.) ના. પુ. ઇશ્વર, સત્કાર વાચક શબ્દ.

**ભદ્રમુખ,** (સં.) સ. ના. પુ. રુડું છે મુખ જેનું એવો પુરુષ. (ભદ્ર અને મુખ).

**ભભૂકો,** ના. પુ. ઝળઝળાટ, ભડકો.

**ભરત,** (સં.) ના. પુ. રાજાનું નામ. ૨. ઋષિનું નામ. (ધા. ભૃ–ભરવું.)

**ભરતખંડ,** (સં.) ના. પુ. હિંદુસ્થાન.

**ભર્તા,** (સં.) ના. પુ. પાળનાર, ધણિ, વર. (ધા. ભૃ–ભરવું).

**ભસ્મ,** (સં.) ના. સ્ત્રી. ખાખ, રાખોડી.

**ભાંડુ,** ના. ન. બંધુ, સગુ, વાહાલું.

**ભાતુ,** ના. ન. બાણ ભરવાની કોથળી.

**ભાથુ,** (સં. અ.) ના. ન. મુસાફરીને સારૂ તૈયાર કરેલો ખાવાનો ....

**ભાલા,** ના. પુ. બરછા.

**ભુજ,** (સં.) ના. પુ. હાથ, હસ્ત. (ધા. ભુજ્–ભોગવવું).

**ભુરકીનાખવું,** ક્રિ. સ. ભોળવવું, છેતરવું, ઠગવું.

**ભુવન,** (સં.) ના. ન. જગત. (ભૂ–થવું).

**ભૂ,** (સં.) ના. સ્ત્રી. પૃથ્વી, ભૂમિ, જમીન, અવનિ.

**ભૂષણ,** (સં.) ના. ન. અલંકાર, શોભા, ઘરેણું. (ગા. ભૂષ્-શોભાવવું).
**ભોક્તા,** (સં.) ના. પુ. ભોગવનાર. (ધા. ભુજ–ભોગવવું).
**ભ્રમર,** (સં.) ના. પુ. ભમરો. (ધા. ભ્રમ્ –ભમવું).
**ભ્રષ્ટ,** (સં.) વિ. હલકી પદવીને પામેલો, પદચ્યુત. (ધા. ભૃષ્–પડવું.)
**ભ્રાન્તિ,** (સં.) ના. સ્ત્રી. વેહેમ, શંકા, ભ્રમ. (ધા. ભૃમ–ફરવું).
**ભ્રુકુટી,** (સં.) ના. સ્ત્રી. ભવું.

## મ

**મકરકેતુ,** (સં.) સ. ના. પુ. કામદેવ, કામ, અનંગ, કંદર્પ. (મકર અને કેતુ).
**મકલાય,** ક્રિ. અ. ખુશી થાય.
**મંગલશૃંગાર,** (સં.) સ. ના. પુ. શુભ કાર્યની વખતે ઓઢવા પેહેરવાનો શણગાર. (મંગલ અને શૃંગાર).
**મંગલસ્નાન,** (સં.) સ. ના. ન. શુભ કાર્યને અર્થે ન્હાવું. (મંગલ અને સ્નાન).
**મંગલાચરણ,** (સં.) ના. ન. કોઇ પણ શુભ કામની વખતે ઇશ્વર આદિની સ્તુતિ. (મંગલ અને આચરણ).
**મણા,** ના. સ્ત્રી. ખામી, ખોડ.
**મણિબંધભાગ,** (સં.) ના. પુ. પોહોંચાનો ભાગ.
**મંડપ,** (સં.) ના. પુ. માંડવો, (ધા. મડ્–શોભવું).
**મત્ત,** (સં.) વિ. } મહોન્મત્ત.
**મદભર,** (સં.) વિ. }
**મદનપત્ર,** (સં.) સ. ના. પ્રીતિનો લેખ. (મદન અને પત્ર).
**મદનબાણ,** (સં.) ના. ન. કામદેવનું બાણ. (મદન અને બાણ).
**મદનપ્રેરણા,** (સં.) સ. ના. સ્ત્રી. કામદેવની ઉસ્કેરણી. (મદન અને પ્રેરણા.)

મદિરા, (સં.) ના. સ્ત્રી. દારુ, મદ્ય. (ધા. મદ્—ગર્વ ચડવો).

મદિરેક્ષણા, (સં.) સ. ના. સ્ત્રી. મદિરાની કેફથી લાલચોળ આંખ છે જેની એવી સ્ત્રી.

મદોન્મત્ત, (સં.) વિ. મદથકી છકી ગયેલો.

મધુ, (સં.) ના. ન. મધ.

મધુકર, (સં.) ના. પુ. ભમરો.

મના, ના. સ્ત્રી. અટકાવ, પ્રતિબંધ. [અને અર્થ]

મનોવાંછના, (સં.) ના. સ્ત્રી. મનની ઇચ્છા. (મન અને વાંછા).

મન્દચિત્ત, (સં.) સ. ના. ન. મન્દબુદ્ધિ. (મન્દ અને ચિત્ત).

મન્દાર, (સં.) ના. ન. સ્વર્ગમાંના પાંચ વૃક્ષમાંનું વૃક્ષ વિશેષ.

મન્દારમાળા, (સં.) સ. ના. સ્ત્રી. મન્દારવૃક્ષના ફુલનો હાર.

મન્દિર, (સં.) ના. ન. ઘર, મેહેલ.

મન્મથ, (સં.) ના. પુ. કામદેવ, મનને મથનાર, મદન, કામ.

મયૂખ, (સં.) ના. પુ. કિરણ.

મલકાવવું, ક્રિ. સ. થોડું હસાવવું.

મલરહિત, (સં.) વિ. પવિત્ર, શુદ્ધ, ચોખ્ખું, મેલ વગરનું.

મસ, (સં. અ.) ના. ન. બાહાનું. (એ મિષ શબ્દનો અપભ્રંશ છે).

મસ્ત, (ફા.) વિ. તોફાની, મદોન્મત્ત.

મસ્તક, (સં.) ના. ન. માથું, શિર.

મહત્વ, (સં.) ના. ન. મોહોટાઇ, મોહોટપણ. (ધા. મહ્—પૂજા કરવી).

મહર્ષિ, (સં.) ના. પુ. મોહોટો મુનિ.

મહારાજ, (સં.) સ. ના. પુ. મોહોટો રાજા, મોહોટો પુરુષ. (મહા અને રાજા).

**મહિમા,** (સં.) ના. પુ. મોહોટાઇ, મહત્વ. (ધા. મહ્-પૂજા કરવી).
**મહિષા,** (સં.) ના. સ્ત્રી. ભેંસ, ડોબુ.
**મળસ્કુ,** ના. ન. પરોઢિયું, પ્રાતઃકાળ, બગબગું.
**માન્ય,** (સં.) વિ. કબુલ. ૨ સત્કારયોગ્ય.
**માલિની,** (સં.) ના. સ્ત્રી. ગોદાવરી નદી. ૨. વૃત્તનું નામ.
**માલિનીતરંગકણ,** (સં.) સ. ના. પુ. માલિની નદીના પાણીની છોળના-ધોડાના બીન્દુ.
**માહાલવું,** ક્રિ. અ. સુખેથી ફરવું, આનંદમાં ફરવું.
**મિથ્યા,** (સં.) વિ. નિષ્ફળ, ફોકટ, અમથું, ખોટું.
**મિષ,** (સં.) ના. ન. બાહાનું, કારણ, નિમિત્ત, મસ.
**મુક્ત,** (સં.) વિ. છુટું. (ધા. મુચ્-છોડવું).
**મુગી,** વિ. અબોલા.
**મુદ્રિકા,** (સં.) ના. સ્ત્રી. વીંટી, અંગુઠી.
**મુનાસિબ,** (ફા.) વિ. યોગ્ય, ઘટારત.
**મુનિ,** (સં.) ના. પુ. ઋષિ. યોગી, તપસ્વી, તપેશરી.
**મુર્છાગત,** (સં.) વિ. બેભાન થયેલો, મુર્છા પામેલો.
**મુશ્કા,** (ફા.) ના. પુ. હાથ.
**મૂલ,** (સં.) ના. ન. કિમ્મત. મૂળિયું.
**મૃગ,** (સં.) ના. પુ. હરણ. (ધા. મૃગ્-ખોળવું).
**મૃગયા,** (સં.) ના. સ્ત્રી. શિકાર. પારધ. (ધા. મૃગ્-ખોળવું).
**મૃગયાશીલ,** (સં.) વિ. શિકારનો શોખીન, શિકારી.
**મૃગાક્ષી,** (સં.) વિ. હરણીના જેવી જેની આંખો છે તેવી સ્ત્રી. (ધા. મૃગ્ અને અક્ષિ).

**મૃદુ**, (સં.) વિ. કોમલ, પોચું, નરમ.
**મેઘમાર્ગ**, (સં.) સ. ના. પુ. મેઘમંડળ, (મેઘ અને માર્ગ).
**મેઘવર્ણી**, (સં.) વિ. આસ્માની, ભુરા રંગનું.
**મેઘોદય**, (સં.) સ. ના. પુ. વાદળાનું ચઢી આવવું. (મેઘ અને ઉદય).
**મેદચ્છેદ**, (સં.) સ. ના. પુ. ચરબીનો ઘટારો. (મેદ અને ચ્છેદ).
**મેહેણું**, ના. ન. મર્મવાક્ય, માઠું લાગે એવું વચન.
**મોતૈયા**, ના. પુ. પસીનાનાં બિન્દુ, પરસેવાનું જેલ.

## ય.

**યજન**, (સં.) ના. ન. યજ્ઞકર્મ, યાગ કરવો, જગન કરવો. (ધા, યજ્ યાગ કરવો.)
**યજમાન**, (સં.) ના. પુ. યજ્ઞ કરનાર, ૨. ધણિ. (ધા. યજ્–હોમ કરવો.)
**યજ્ઞકર્મ**, (સં.) સ. ના. ન. યજ્ઞનું કામ. (યજ્ઞ અને કર્મ).
**યજ્ઞભાગ**, (સં.) સ. ના. પુ. યજ્ઞનો ભાગ. (યજ્ઞ અને ભાગ).
**યદ્વાતદ્વા**, (સં.) અ. કહીંનુ કહીં, કઢંગુ.
**યદિ**, (સં.) અ. જયારે.
**યયાતિ**, (સં.) ના. પુ. નહુષ રાજાનો પુત્ર.
**યુક્ત**, (સં.) વિ. લાયક, યોગ્ય.
**યુગ**, (સં.) ના. પું. જુગ, વખત, જમાનો.
**યુદ્ધવેળા**, (સં.) સ. ના. સ્ત્રી. લઢાઈની વખત. (યુદ્ધ અને વેળા).
**યુવરાજ**, (સં.) ના. પુ. પાટવી રાજા, રાજાનો કુંવર, રાજકુમાર.
**યોગ**, (સં.) ના. પુ. જોગ, અનુકૂલ સમય, (ધા. યુજ્–માફક આવવું).

# ર.

**રક્ત**, (સં.) વિ. રાતું, લાલ. (ધા. રજ્—રંગવું).

**રક્ષ**, (સં) વિ. રક્ષણ કરનાર, બચાવનાર. (ધા. રક્ષ્—પાળવું).

**રંક**, (સં.) વિ. રાંક, ગરીબ.

**રચના**, (સં.) ના. સ્ત્રી. ગોઠવણ, બનાવટ, ચરિત્ર. (ધા. રચ્—રચવું).

**રજ**, } (સં.) સ. ના. ન. ઝીણા કણ. (રજ અને કણ).
**રજકણ**, }

**રજની**, (સં.) ના. સ્ત્રી. રાત્રી.

**રણ**, (સં.) ના. ન. અરણ્ય, વગડો.

**રતિ**, (સં.) ના. સ્ત્રી. ભોગની ઇચ્છા, વિલાસ, કામક્રીડા.

**રથ**, (સં.) ના. પુ. ચાર પઇડાંની વેહેલ, ગાડી, માફો.

**રંભા**, (સં.) ના. સ્ત્રી. સ્ત્રી, બાયડી, નારી.

**રવિકિરણ**, (સં.) સ. ના. પુ. સૂર્યના કિરણ. (રવિ અને કિરણ).

**રવે**, ક્રિ. અ. શબ્દ કરે, ગુણગુણ કરે.

**રસના**, (સં.) ના. સ્ત્રી. જીભ, જીભ્હા.

**રળિયાત**, વિ. ખુશી.

**રાજ્યકાર્ય**, (સં.) સ. ના. ન. રાજ્યસંબંધી ખટપટ. (રાજ્ય અને કાર્ય).

**રાજધાની**, (સં.) ના. સ્ત્રી. મુખ્ય નગર જ્યાંહાં રાજા રેહે છે તે.

**રાજમંદિર**, (સં.) ના. ન. રાજાને રેહેવાની હવેલી.

**રાજર્ષિ**, (સં.) ના. પુ. રાજા થઇને ઋષિનો ધર્મ પાળનારો.

**રુએરુએ**, ના. ન. રોમરોમે, પ્રત્યેક રુંઆટે.

**રુદ્ર**, (સં.) ના. પુ. શિવ. (ધા. રુદ્—રડવું).

**રોમ**, (સં.) ના. ન. રુઆટું. રુંઉં.
**રોમાંચ**, (સં.) ના. પુ. રુઆટું.
**રોહિણી**, (સં.) ના. સ્ત્રી. નક્ષત્રનું નામ. (ધા. રુહ્-ચઢવું).

## લ.

**લઘુ**, (સં.) વિ. હલકું, થોડું (ધા. લઘ્-ઓછું થવું).
**લજ્જા**, (સં.) ના. સ્ત્રી. લાજ, શરમ, (ધા. લજ્-લજવાઈ જવું).
**લતા**, (સં.) ના. સ્ત્રી. વેલ, છોડ.
**લફંગો**, વિ. લુચ્ચો દાંડ.
**લય**, (સં.) ના. પુ. નાશ, વિનાશ. (ધા. લય્-જવું).
**લલિતપદબંધ**, (સં.) સ. ના, ન, સુન્દર છે પદની રચના જેમ એવું વાક્ય,
**લાક્ષારસ**, (સં.) ના. પુ. લાખનો રસ.
**લાજ**, (સં. અ.) ના. સ્ત્રી. શરમ, લજ્જા.
**લાલિત્ય**, (સં.) ના. ન. શોભા. (ધા. લલ-મળવાની ઇચ્છા કરવી).
**લીન**, (સં.) વિ. થઇ ગએલો, મશગુલ. (ધા. લી-મળી જવું).
**લોચન**, (સં.) ના. ન. આંખ, નયન. (ધા. લુંચ્-દૂર જોવું).
**લોહિતા**, (સં.) ના. એક જાતની માછલી.

## વ.

**વજ્ર**, (સં.) ના ન. ઇંદ્રનું શસ્ત્ર,
**વધામણી**, ના. સ્ત્રી. શુભ વર્તમાન, સારા સમાચાર.
**વધામણાં**, ના. ન. આશિષ દેવી.

ધ્ય, (સં.) વિ. મારવા લાયક. (ધા. વધ્-મારવું).

નચર, (સં.) ના. ન. વનમાં ચરનારાં જાનવર.

નજ્યોત્સ્ના, (સં.) ના. સ્ત્રી. વનચન્દની. (વન અને જ્યોત્સ્ના).

ંદન, (સં.) ક્રિ. અ. સ્તુતિ કરવી. (ધા. વંદ્-વખાણ કરવાં).

નિતા, (સં.) ના. સ્ત્રી. સ્ત્રી, બાયડી.

ન્હિ, (સં.) ના. સ્ત્રી. અગ્નિ, આગ, આતસ, દેવતા.

ર્ણ, (સં.) ના. પુ. રંગ. ર. જાતી. (ધા. વર્ણ્-પ્રેરણા કરવી, વર્ણવું અને રંગવું. વર્ણ્-ઉપર જુવો).

વર્ત્તવું, ક્રિ. અ. ચાલવું. (ધા. વૃત્-ચાલવું).

વલે, ના. સ્ત્રી. સ્થિતિ, હાલ, હાલત.

વલ્મીક, (સં.) ના. ન. માટીની ટેકરી.

વશ, (સં.) વિ. આધીન, તાબે.

વશિજન, (સં.) ના. પુ. મન વશ રાખનારા પુરુષ.

વસન્તઋતુ, (સં.) ના. સ્ત્રી. ચૈત્ર તથા વૈશાખ માસ.

વસ્ત્ર, (સં.) ના. ન. લુગડાં, કપડાં, વેશ.

વળાવવું, ક્રિ. સ. મોકલવું, વિદાય કરવું.

વાયદો, ના. પુ. અમુક દિવસનો કરાર.

વિકસિત, (સં.) વિ. પ્રફુલ્લિત, ફુલેલું. (ધા. કસ્-જવું).

વિક્રિયા, (સં.) ના. સ્ત્રી. વિકાર. (ધા. કૃ-કરવું).

વિજતેજ, સ. ના. ન. વિજળીનું તેજ. (વિજ અને તેજ).

વિજયભૂમિ, (સં.) ના. સ્ત્રી. જય-ફતેહ મેળવવાની જગા.

વિત્ત, (સં.) ના. ન. ધન, દ્રવ્ય, પૈસો.

**વિદિત,** (સં.) વિ. માહિત, જાણીતું, જાણ. (ધા. વિદ્‌—જાણવું).
**વિધવાવેશ,** (સં.) ના. પુ. રાંડેલી સ્ત્રીનો ડોળ. (ઉ. વિ—ગયેલો અને ધા ધવ્‌—ધણી. વિધવા અને વેશ.)
**વિધાતા,** (સં.) ના. પુ. સૃષ્ટિ રચનાર, બ્રહ્મદેવ, બ્રહ્મા. (ધા. ધા—ધારણ પોષણ કરવું.)
**વિધિ,** (સં.) ના, પુ. બ્રહ્મા, બ્રહ્મદેવ. ૨. ખટપટ, ક્રિયા, કર્મ.
**વિધિવત્‌હુત,** (સં. અ.) સ. ના. ન. શાસ્ત્ર પ્રમાણે જેની આહુતિ આપેલી એવી જણસ. (વિધિવત્‌ અને હુત).
**વિનોદ,** (સં.) ના. પુ. હર્ષ, ખુશી. (ધા. નુદ્‌—પ્રેરણા કરવી.)
**વિનોદસ્થાન,** (સં.) સ. ના. ન. અમનચમનની જગો. (વિનોદ અને સ્થાન.)
**વિપુલ,** (સં.) વિ. વિસ્તીર્ણ, મોહોટું.
**વિભૂતિ,** (સં.) ના. સ્ત્રી. સંપત્તિ, ઐશ્વર્ય, શક્તિ. (ધા. ભૂ—થવું).
**યોગ,** (સં.) ના. પુ. જુદા પડવું, વિરહ વિજોગ. (ધા. યુજ—એકત્ર કરવું).
**રસ,** (સં.) વિ. મન ઉતરેલું એવો.
**વિરહવૃત્ત,** (સં.) સ. ના. ન. વિયોગનું વૃત્ત, નિયમ. (વિરહ અને વૃત્ત).
**વિલાસ,** (સં.) ના. પુ. ક્રીડા. કામક્રીડા. (ધા. લસ્‌—ક્રીડા કરવી.)
**વિશાલ,** (સં.) વિસ્તીર્ણ, ઓહોળું. (ધા. શલ્‌—આચ્છાદન કરવું).
**વિશેષે,** (સં.) વિ. ઘણુ કરીને. (ધા. શિષ્‌—બાકી રાખવું).
**વિશ્વ,** (સં.) ના. ન. જગત્‌. (ધા. વિશ્‌—પ્રવેશ કરવો).
**વિશ્રામ,** (સં.) ના. પુ. આરામ, આરામની જગો. (ધા. શ્રમ્‌—મેહેનત પડવી).

**વિષય,** (સં.) ના. પુ. બાબત.

**વિસ્મય,** (સં.) ના. પુ. આશ્ચર્ય, નવાઈ.

**વિસ્મૃતિ,** (સં.) ના. સ્ત્રી. ભુલથાપ. (ધા. સ્મૃ–સાંભરવું).

**વીરપુત્ર,** (સં.) ના. પુ. શૂર પુત્ર.

**વૃત્તિ,** (સં) ના. સ્ત્રી. ઉપજીવિકા, જીવન, ખુશી, ઇચ્છા. (ધા. વૃત્ત બનવું).

**વૃષ્ટિ,** (સં.) ના. સ્ત્રી. વરસાદ. (ધા. વૃષ્–છાંટવું, સેચન કરવું).

**વેણી,** (સં.) ના. સ્ત્રી. અંબોડે બાંધવાનો ફુલનો હાર.

**વેદી,** (સં.) ના. સ્ત્રી. યજ્ઞને સારુ કરેલી ડમરુના આકાર જેવી ભૂમિ.

**વેલકુંજ,** (સં.) સ. ના. સ્ત્રી. વેલ મંડપ. (વેલ અને કુંજ).

**વેલમંડપ,** (સં.) સ. ના. પુ. વેલકુંજ.

**વેશ,** ના. પુ. સોંગ, રૂપ. (ધા. વિશ–પ્રવેશ કરવો).

**વૈરભાવ,** (સં.) સ. ના. પુ. દ્વેશ. વેર. (વૈર અને ભાવ).

**વ્યથા,** (સં.) ના. સ્ત્રી. પીડા. (ધા. વ્યથ્–ત્રાસ પામવો).

**વ્યવહાર,** (સં.) ના. પુ. વ્યાપાર, વેહેવાર, પરસ્પર સંબંધ.

**વ્યાપવું,** ક્રિ. ફેલાવું, પ્રસરવું.

## શ

**શકુન,** (સં.) ના. સારા નરસાનો ભાવ.

**શકુનાવલિ,** (સં.) ના. સ્ત્રી. સારા નરસાનો ભાવ જોવાની વિદ્યા–શાસ્ત્ર.

**શત,** (સં.) વિ. સો. (૧૦૦).

**શમ,** (સં.) ના. પુ. શાન્ત ગુણ. (ધા. શમ્–શમાવવું, શાન્તિ કરવી).

**શમી,** (સં.) ના. સ્ત્રી. શમડીનું ઝાડ.

**શમીલતા,** (સં.) ના. સ્ત્રી. શમડીના ઝાડનુ ડાળ. (શમી અને લતા).

**સપ્તપર્ણ**, (સં.) સ. ના ન. સાત સાત પાંદડાંવાળુ ઝાડ. (સપ્ત અને પર્ણ).
**સભાજનો**, (સં.) સ. ના. પુ. સભાસદ. (સભા અને જન).
**સમ**, (સં.) વિ. સમાન, સરખું.
**સમર્થ**, (સં.) વિ. શક્તિવાન, બળવાન.
**સમર્શે**, ક્રિ. સ. સાંભરશે.
**સમાન**, (સં.) વિ. સમ, સરખું.
**સમાધિ**, (સં.) ના. સ્ત્રી. નિયમ, એકાગ્રચિત્તે ધ્યાન.
**સમાધિયોગ**, (સં.) સ. ના. પુ. એકાગ્રચિત્તે ધ્યાન ધરવાનું સાધન
**સમિધ**, (સં.) ના. સ્ત્રી. સમિધનું લાકડું.
**સંપ્રદાય**, (સં.) ના. પુ. રુઢી, રીત.
**સમ્ભવ**, (સં.) ના. પુ. યોગ્યતા. (ઉ. સમ્ અને ધા. ભૂ–થવું).
**સમ્ભારણું** ના. ન. સ્મૃતિ યાદદાસ્ત.
**સમ્ભાવના**, (સં.) ના. સ્ત્રી. સરભરા, બરદાશ, ઠાઠમાઠ.
**સંશય**, (સં.) ના. પુ. મનનો સંદેહ, વેહેમ.
**રભરા**, ના. સ્ત્રી. સંભાવના, ચાકરી.
**ર્જિ**, ક્રિ. સ. રચી, બનાવી, ઉત્પન્ન કીધી.
**શર્મિષ્ઠા**, (સં.) ના. સ્ત્રી. યયાતિની સ્ત્રી.
**સાક્ષાત્**, (સં.) વિ. સમક્ષ, નજર આગળ, પ્રત્યક્ષ, સન્મુખ.
**સાક્ષિ**, (સં.) ના. સ્ત્રી. સાહેદી.
**સાધુ**, (સં.) વિ. પવિત્ર. ના. સત્પુરુષ, સજ્જન.
**સાધ્વી**, (સં.) વિ. સદ્ગુણી, સતી, પતિવ્રતા.
**સામગ્રી**, ના. સ્ત્રી. સામાન.

**સાયંકાળ**, ના. પુ. સાંજનો વખત-કાલ.
**સારથી**, (સં.) ના. પુ. ગાડીવાન, ગાડી હાંકનાર, ચોધરી.
**સાષ્ટાંગ**, (સં.) વિ. આઠ અંગ સહિત.
**સિદ્ધિ**, (સં.) ના. સ્ત્રી. ફતેહ, જય,
**સુગન્ધમય**, (સં.) વિ. સુગન્ધિથી મગમગ થતો.
**સુત**, (સં.) ના. પુ. છોકરો. (ધા. સૂ-જાણવું).
**સુતનુ**, (સં.) વિ. સારુ છે શરીર જેનું એવી સ્ત્રી.
**સુપાત્ર**, (સં.) વિ. લાયક, યોગ્ય, ઘટિત.
**સુર**, (સં.) ન. પુ. દેવ. (ધા. સૂ-ઐશ્વર્ય હોવું).
**સુરસ**, (સં.) વિ. મધુર, મિઠુ.
**સુરસુન્દરી**, (સં.) સ. ના. સ્ત્રી. દેવાંગના, અપ્સરા. (સુર અને સુન્દરી).
**સુલભ**, (સં.) વિ. સેહેલું, જટ્ટ પ્રાપ્ત થાય એવું.
**સુવાસિત**, (સં.) વિ. સુગન્ધિવાળું.
**સુશીલ**, (સં.) વિ. સારા સ્વભાવવાળી.
**સૂત્રધાર**, (સં) સ. ના. પુ. જેના હાથમાં નાટકની દોરી છે તે નાટક રચનાર,
**સૂની**, વિ. એકલી.
**સૂર્યમણિ**, (સં.) સ. ના. પુ. એક જાતનો કાચ, સ્ફટિક. (સૂર્ય અને મણિ).
**સૃષ્ટિ**, (સં.) ના. સ્ત્રી. દુનીયાં, જગત્. (ધા. સૃજ્-સરજવું).
**સોચના**, (સં.) ના. સ્ત્રી. શોક. (ધા. શુચ-શોક ધરવો).
**સોસાય**, ક્રિ. અ. સુકાય. (ધા. શુષ્-સોસવું).
**સૌભાગ્યદેવતા**, (સં.) ના. પુ. નસીબ, ભાગ્યનો દેવ.

**સૌભાગ્યવતી**, (સં.) ના. સ્ત્રી. સુવાસીની.

**સ્તન**, (સં.) ના. ન. થાન, કુચ, (ધા. સ્તન્-શબ્દ કરવો).

**સ્તનાન્તર**, (સં.) ના. ન. બે સ્તનની વચ્ચેની જગો.

**સ્તબ્ધ**, (સં.) વિ. સ્થિર. (ધા. સ્તંભ્-અટકાવ કરવો.)

**સ્તુત્ય**, (સં.) વિ. સ્તુતિપાત્ર, વખાણવા યોગ્ય.

**સ્થિરાકાર**, (સં.) સ. ના. પુ. સ્તબ્ધ આકૃતિ. (સ્થિર અને આકાર).

**સ્પર્ધતા**, (સં.) ના. સ્ત્રી. બરોબરી. (ધા. સ્પર્ધ્-બીજાની અદેખાઇ કરવી).

**સ્પર્શ**, (સં.) ના. પુ. અડકવું (ધા. સ્પશ્-અડકવું).

**સ્મરણ**, (સં.) ના. ન. સ્મૃતિ, સાંભરવું. (ધા. સ્મૃ-સંભારવું).

**સ્મરે**, ક્રિ. સ. સાંભરે.

**સ્મૃતિ**, (સં) ના. સ્ત્રી. સ્મરણ. (ધા. સ્મૃ-સ્મરણ રેહેવું).

**સ્વ**, (સં.) વિ. પોતાનું.

**સ્વજન**, (સં.) ના. પુ. પોતાના માણસ.

**સ્વતઃ**, (સં.) અ. પોતે.

**યંભૂ**, (સં.) ના. પુ. બ્રહ્મદેવ.

**સ્વયંવર**, (સં.) ના. પુ. ઇચ્છા વર.

**સ્વર**, (સં.) ના. પુ. અવાજ.

**સ્વાગતા**, (સં.) ના. સ્ત્રી. સત્કાર.

**સ્વીકાર**, (સં.) ના. પુ. કબુલાત, સન્માન.

**સ્વેદામ્બુ**, (સં.) સ. ના. ન. પસીનાનાં-પરસેવાનાં-બિન્દુ અથવા ટીપાં. (સ્વેદ-અને અમ્બુ.)

**હૈયાફુટી,**
**હૈયાસૂની,** } વિ. ભાન વગરની, બેભાનવાળી.

**હૈવન,** (સં.) ના. પુ. હોમ કરવો, યજન, ધા. હુ–હોમવું).

**હવનઘૃત,** (સં) સ. ના. ન. હોમનું ઘી, (હવન અને ઘૃત).

**હવ્યગન્ધ,** (સં.) ના. પુ. હોમની સામગ્રી. (ધા. હુ–હોમવું).

**હસ્તરક્ષા,** (સં.) ના. સ્ત્રી. હાથનું રક્ષણ કરનાર–મોજું.

**હાવભાવ,** ના. પુ. ચાળા.

**હુત,** (સં.) વિ. હોમમાં નાંખેલું, હોમાયલું. (ધા. હુ–હોમવું).

**હુતાગ્નિ,** (સં.) ના. પુ. આહુતિ લીધેલી જેણે એવો અગ્નિ.

**હુતાશન,** (સં.) ના. પુ. અગ્નિ. વસ્તેવ, દેવતા.

**હેતુ,** (સં.) ના. પુ. કારણ, મતલબ.

**હોતા,** (સં.) ના. પુ. બ્રાહ્મણ, આહુતિ આપનાર, હોમ કરનાર.

**હોમ,** (સં.) ના. પુ. દેવયજ્ઞ. યજન.

## જ્ઞ

**જ્ઞાન,** (સં.) ના. ન. બુદ્ધિ, માહિતગારી. (ધા. જ્ઞા–જાણવું).

**જ્ઞાની,** (સં.) ના. પુ. જાણનાર. ૨. સાધુપુરુષ, સત્પુરુષ, વિદ્વાન્. (ધા. જ્ઞા–જાણવું).

**જ્ઞાતિ,** (સં.) ના. સ્ત્રી. જાત. સગાં (ધા. જ્ઞા–જાણવું).

તૈયાર છે. તૈયાર છે.

# શ્રી ગાયત્રી ભાષ્યભાષાંતર તથા શ્રી ગાયત્ર્યર્થ પ્રકાશમાં ચર્ચિત વિષયો.

૧ ગાયત્રી માહાત્મ્ય.
૨ ગાયત્રી દીક્ષા.
૩ લોભની વિભીષિકા.
૪ ગાયત્રીના અધિકારી.
૫ શ્રીમદ્ વલ્લભાચાર્યપ્રણીત ગાયત્રીનિરુપણ.
૬ અથ ગાયત્રીકલ્પ.
૭ સપ્રવણ ગાયત્રી વ્યાખ્યા.
૮ મન્ત્રોના ચારભેદ.
૯ ગાયત્રીમંત્રનું વિશેષ વિવેચન.
૧૦ મંત્ર શાસ્ત્ર.
૧૧ પ્રાર્થના.
૧૨ સુભાષિત.
૧૩ સન્યાસીનું સ્તોત્ર.
૧૪ ૐ કાર માહાત્મ્યનાં પદો.

## શ્રીગાયત્ર્યર્થપ્રકાશના વિષયોઃ—

૧ પ્રસ્તાવના. (શાસ્ત્રી પ્રાણજીવન હરીહર પંડ્યા.)
૨ શાંકર ભાષ્ય.
૩ ગાયત્રીમંત્રનું માહાત્મ્ય.
૪ ગાયત્રી પ્રતિપાદ્ય દેવતા.
૫ યોગી યાજ્ઞવલ્કયે દર્શાવેલો ગાયત્રીનો અન્વય.

ચિત્રપટ.

નડીઆદ તા. ૧૬ માર્ચ ૧૯૧૯

શુ. રા. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી.

વિ૦ આપે આપેલ શ્રી ગાયત્રી સંબંધી ત્રણ પુસ્તકો શ્રી ગાય-પ્રકાશ, શ્રી ગાયત્રીભાષ્ય ભાષાંતર, તથા શ્રી ગાયત્રી સ્તવરાજનું આપાતથી અવલોકન કરી ગયો છુ. હાલમાં પાશ્ચાત્ય શિક્ષણથી વિમુખ થતા યુવકવર્ગને તથા અન્ય શ્રદ્ધાવાન્ અભ્યાસકોને, ધ-ર્મમૂલભૂત ગાયત્રી સંબંધમાં જીજ્ઞાસુઓને સહાયક થવા સંભવ છે, ને તેથી તમારો શ્રમ બહુ સ્તુત્ય છે.

લિ. તનસુખરામ મનઃસુખરામ
ત્રિપાઠીના નમસ્કાર

આવા પુસ્તકો તે આર્ય પ્રજાના પ્રાણરૂપ છે, અને તે પ્રકટ થવાજ જોઈએ.

સાક્ષર શ્રીનગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના અભિપ્રાય-ણનાંહેથી તારણ—

અભિપ્રાયો:—

ચાલુ જમાનામાં જુવાન પુરૂષોનાં ભિન્નભિન્ન માર્ગે દોરાતાં મ-નને આ પુસ્તક યોગ્ય માર્ગે દોરવામાં ઉપયોગી છે. रा. ब. कमला-शंकर प्रा. त्रिवेदी.

આસ્તિકોએ એ લેખ વાંચવા વિચારવા જેવો છે. श्रीमन्नथुराम शर्मा अनुवादक तथा प्रयोजक.

मणिलाल जादवराय त्रिवेदी कपडवंज.

રા. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી.

યત્ આપના તરફથી મળેલ ગાયત્રી સ્તવરાજ, "ગાયત્ર્યર્થ પ્રકાશ તથા" ગાયત્રી ભાષ્યભાષાંતર, એ નામક પુસ્તકોનું દિગ્દર્શન મેં કર્યું છે. આધુનિક સમયમાં અપાતાં શિક્ષણની પદ્ધતિની ખામીને લીધે સાહજિક ઉત્પન્ન થતાં ધર્મ સંબંધી અજ્ઞાન કિંવા અવજ્ઞાનો અવકાશ દુર કરી આપણા હિંદુ યુવક વર્ગને ચાર્વાકાદિ ન્યાય અનુયાયી બનતા અટકાવવાના તથા કોમળ મન ઉપર આર્યધર્મ કર્માદિ વિષયક પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરવાનો શુભ આશય ઉક્ત પુસ્તકો સ્તુત્ય રીતે પુરો પાડે છે. આશા છે કે આપણો હિંદ યુવક વર્ગ તેમજ અભ્યાસકો ઉક્ત પુસ્તકોને યોગ્ય સ્હાય આપી આપના સત્કાર્યમાં સર્વ પ્રકારે ઉત્તેજન આપશે આપનો પ્રયાસ ખરેખર ઉત્તેજન તથા ધન્યવાદને પાત્રછે.